# વાલ્મીકિનું આર્ષદર્શન

卐

રતિલાલ મોહનલાલ ત્રિવેદી બી. એ.
'હિન્દનાં વિદ્યાપીઠો' અને 'પ્રવાસનાં સંસ્મરણો'ના
કર્તા

મૂલ્ય દોઢ રૂપિયો

અન્ધારનાં પડ અનેક ઉંડાં ઉતારી,
જેણે સુહાવિ મુજ જીવન સૌમ્ય જ્યોત્સ્ના,
જેમાં નિહાળિ કંઈ તેજતરંગમાલા,
અર્પું સનાતન કથા સખિ! આત્મ કેરી.

## પ્રસ્તાવના

વિશ્વનો મહાન કલાકાર જેમ અલૌકિક જ્ઞાનમાંથી વિશ્વને ઉત્પન્ન કરે છે[1] તેમ કલાનાથ મહાકવિ લોકોત્તર ભાવનામાંથી મહાકાવ્ય સર્જે છે. કવિમાનસમાં ધ્રુવવતી વિરાટ્ ભાવના એ જ પરમ સત્ય છે, એ જ કવિતાનો આત્મા છે. ભાવનારૂપી સત્યનો મહાકવિ દ્રષ્ટા અને સ્રષ્ટા છે. એનાં તેજસ્વી કિરણોથી એ જીવનના સમગ્ર સ્વરૂપનું આલેખન કરે છે અને એના અસંખ્ય ખૂણાને ઉજાળે છે. લોકહૃદયને લક્ષ્ય કરીને એ પ્રતિભાદ્વારા જડ અને પ્રાકૃત જીવનમાં ભાવનાનાં તેજ ભરે છે અને એને શુદ્ધ સુન્દર અને સંસ્કારસંપન્ન બનાવે છે. મહાકવિની આર્ષ-વાણીની મધુર અને મંગલ વર્ષા વરસે છે અને સંતપ્ત જગત્ શીતલ શાન્ત અને સમૃદ્ધ થાય છે. કવીન્દ્રની સૌન્દર્ય-ભાવનાનું સુધાસિંચન થતાં જ જીવનવૃક્ષને નવપલ્લવો ફૂટે છે અને અપૂર્વ મનોહરતાવાળાં માનવપુષ્પો ખીલી સંસારને સુશોભિત કરે છે.

મહાકવિ વાલ્મીકિની ભાવનાનો આત્મા સત્ય છે, એનું શરીર સૌન્દર્ય છે. સત્ય અને સૌન્દર્યનો સંબન્ધ રામ

---

1 योऽवेदेभ्योऽखिलं जगत्—શ્રુતિને અનુસરીને સાયનાચાર્ય.

અને સીતાના સંમન્ધમા પ્રતીત થાય છે. રામચન્દ્ર સ્થિર અચલ અને સનાતન સત્યનું અવનિ ઉપર અવતરેલુ મૂર્તિમન્ત સ્વરૂપ છે સીતા નિર્મલતા મધુરતા અને માગલ્ય રૂપે વિલસતી મૂર્તિમતી સુન્દરતા છે રામચન્દ્રના સનાતન સત્યના મહાવૃક્ષને એ સૌન્દર્યવેલ સદૈવ આલિંગન આપીને ઊભી છે એ અચલ અને ઉન્નત શૈલેન્દ્રને વીંટાઇને એ સૌમ્યસરિતા નિરંતર વહે છે પરંતુ પાર્થિવ જગતમા એના સંયોગ અને વિયોગ અનેકવાર પ્રસક્ષ થાય છે કવીન્દ્રને સત્યસાક્ષાત્કારનુ સિદ્ધ સાધન સૌન્દર્ય છે એ સુન્દરતા મહાકવિના કલ્પનાનયનમા વિલસે છે સૌન્દર્ય-ભાવનાનુ અદર્શન થતા જ કવિવરને સકલ જગત્ શૂન્ય થાય છે સમસ્ત જીવન વિરૂપ શુષ્ક અને ચૈતન્યહીન બને છે સૌન્દર્યના પ્રચાર અર્થે મહાકવિ વીણાના મનોહર અને સનાતન સ્વર સભળાવે છે અને આત્માનો અમૃતરસ રેડે છે

રાષ્ટ્રવીર રામચન્દ્રે આર્યો અનાર્યો અને રાક્ષસોને એકત્રિત કરી મહાન રાષ્ટ્રીય યુગ પ્રવર્તાવ્યો પરંતુ એ મહાયુગનુ અન્તસ્વરૂપ ઉકેલી એને અમરવાણીમા વ્યક્ત કરનાર ભગવાન વાલ્મીકિ જ હતા એ ક્રાન્તદર્શી મહા કવિએ વર્તમાનની તેજછાયાને અલૌકિક નયનથી ભેદી એમા અસંખ્ય ભાવિયુગોનુ અખંડ દર્શન કર્યુ અને કાલના અંતિમ આરે ઊભા રહી સનાતન શાન્તિમા મહાકાવ્યનુ સમાપન કર્યુ સસારને ઉન્નત અને વિભૂષિત કરનાર ભાવનાને જીવનમાથી બહિષ્કૃત કરનાર પ્રાકૃત જીવનને સરકારવાનો મહાકવિએ મધુર પ્રયત્ન આદર્યો મહાપુરુષે આરંભેલા કલ્યાણકાર્યને કવિવરે વિકસાવ્યુ અને માનવહૃદયને પલટાવ્યુ

કાલના અનન્ત વહેણમાં કવીન્દ્રે ગૃહમાં, રાજ્યશાસ્ત્રીઓના હૃદયમાં અને રણસંગ્રામમાં કવિતાનું સગીત ઊતાર્યું અને સંસારને ભાવનાશીલ બનાવ્યો. અનન્તભાવિનું આ મનોહર સ્વપ્ન વાલ્મીકિએ મહાકાવ્યમાં પ્રકટ કર્યું અને રામ સીતા અને લોકનો અખંડ સંયોગ સાધ્યો.

પાર્થિવ નયનને વાસ્તવિક દેખાતું જગત્ એ સાચું જગત્ નથી પરંતુ કવીન્દ્રની આર્ષદૃષ્ટિએ દેખાતું ભાવનાનું જગત્ એજ સાચુ જગત્ છે. એ સૂક્ષ્મ સૃષ્ટિનો પાર પામવો અત્યંત કઠિન છે. એમાં થોડોક સંચાર કરવાનું સાહસ આ ગ્રન્થમાં કર્યું છે.

રતિલાલ મોહનલાલ ત્રિવેદી

માર્ગશીર્ષ કૃ. ૭; ૧૯૯૧ શુક્રવાર

તા. ૨૮-૧૨-૧૯૩૪ અમદાવાદ.

# અનુક્રમ

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૧ | ઘૂઘવતાં | ઘુઘવતાં |
| ૮ | ૧ | નિગળતાં | નીગળતા |
| ૯ | ૧૮ | રાક્ષસોના નિષ્ઠુર હૈયામાં | રાક્ષસોનાં નિષ્ઠુર હૈયાંમાં |
| ૧૪ | ૧૨ | ઉછરેલી | ઉછેરેલી |
| ૨૧ | ૭ | અપર્વ | અપૂર્વ |
| ૨૨ | ૮ | નિશ્ચિન્ત | નિશ્ચિન્ત |
| ૨૩ | ૧૨ | સોન્દર્યદેવીના | સૌન્દર્યદેવીના |
| ૪૩ | છેલ્લી | અન્તર્ધ્યાન | અન્તર્ધાન |
| ૪૫ | ૨ | વાલ્મીક | વાલ્મીકિ |
| ૪૬ | ૧૩ | કેટલીવાર | કેટલીકવાર |
| ૪૭ | ૧૩ | વશ:સ્થલ | વક્ષ:સ્થલ |
| ૫૩ | ૨ | કરતાં | કરતા |
| ૫૫ | ૧૩ | પ્રગટ | પ્રકટ |
| ૫૬ | ૨૩ | મનોવેધક | હૃદયવેધક |
| ૫૭ | ૧૫ | શ્રવણનો | શ્રવણનુ |
| ૫૮ | ૧૩ | કૈકેયીના | કૌસલ્યાના |
| ૬૩ | ૮ | આર્યસંસ્કૃતિના | આર્યસંસ્કૃતિનાં |
| ૭૬ | ૭ | ચઢાવી | નમાવી |
| ૮૦ | ૧૦ | ક્ષત્રિઓ | ક્ષત્રિયો |
| ૮૨ | ૬ | તર્ફડતી | તરફડતી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૬ | ૧૪ | સ્વરછ | સ્વચ્છ |
| ૯૨ | ૧૫ | એને | અને |
| ૯૪ | ૧૮ | ગોદવરીના | ગોદાવરીના |
| ૯૬ | ૧ | શુર્પણખા | શૂર્પણખા |
| ૧૦૪ | છેલ્લેથી ત્રીજી | છે | છેડે |
| ૧૦૭ | છેલ્લેથી બીજી | પુરાએલી | પૂરાએલી |
| ૧૧૨ | — | વાલ્મીકીનું | વાલ્મીકિનું |
| ૧૨૭ | ૧ | સુકુમાર પુષ્પો કે હરિયાળી કુંજો | હરિયાળી કુંજો કે કે સુકુમાર પુષ્પો |
| ૧૨૮ | ૧ | જ્યોતિર્બિંબ | જ્યોતિર્બિમ્બ |

નોધ ગ્રન્થમાની સસ્કૃત શ્લોકની પંક્તિઓ વાલ્મીકિ રામાયણમાથી ઉતારી છે

૧

# સૌન્દર્યદર્શન

**ભૂતકાલની** ઘોર ગમ્ભીર ગહન ગુહામાંથી હિમાલયની પવિત્ર અને રસમય સૃષ્ટિનું એક ભવ્ય સ્મરણ કલ્પનાનયન સમક્ષ ઉપસી આવે છે.

卐

વસન્તની એક પાછલી રાતની પ્રસન્ન ચન્દ્રિકામાં હિમાદ્રિની પર્વતમાલાના પાદમાં આવેલું એક તપોવન ભરનિદ્રામાં સૂતું હતું. તપોવનની આશ્રમભૂમિને અડીને અગણિત વનસ્પતિથી વિભૂષિત એક વિશાળ ગિરિરાજ ઊભો હતો. એની એક બાજુએ દૂર દૂરની ગિરિકરાડો પરથી ધોધબંધ પડતી, શૈલેન્દ્રોપરથી ઊતરતી, સ્વચ્છન્દ વિલસતી, સ્ફટિક સમાન શોભતી, પુણ્યસલિલા ભાગીરથી વહેતી હતી. પહાડની ઉપલકાને નિરંતર અથડાતાં, ગિરિકન્દરોમાં ઘૂઘવતાં, ગંગાનાં નીર, ચન્દ્રપ્રભામાં ચોમેર ઉછળતાં હતાં અને તીરપરનાં આશ્રમતરુઓ ઉપર જલબિન્દુઓ વર્ષાવતાં

આગળ વહેતાં હતાં. પર્વત ઉપર ચઢવાને એક પાતળી પટ્ટી જેવી વાંકીચૂંકી પગથી સ્પષ્ટ અને સુરેખ દેખાતી હતી. ગિરિશિખર ઉપર કાળાં બીહામણાં વાદળાંના ઢગના ઢગ જેવાં જંગલોનાં જંગલોની હાર તોળાઈ રહી હતી. ઝાડનાં ઝુંડનાં છિદ્રોમાંથી અમીવર્ષણ ચન્દ્રકિરણો ડોકિયાં કરતાં હતાં અને રાસેશ્વરી વનલક્ષ્મીનો અખંડ રાસ નિરખી નિરતિશય આનન્દમાં આવી મનોહર નૃત્ય કરતાં હતાં. ચિરંતનકાળથી ઊર્ધ્વદૃષ્ટિ રાખી કોઈ અવધૂત યોગી જેવાં અરણ્યનાં ઉન્નત વૃક્ષો અનન્ત આકાશને નિહાળતાં નિહાળતાં અવિશ્રાન્ત ઉભાં હતાં. એમની ધીર ગમ્ભીર અને ભવ્ય આકૃતિમાં દેખીતી ભયાનકતા હતી તથાપિ એમના હૃદયપુટમાં અનેક પક્ષીઓને સંગ્રહી આરામ આપી શકે એટલી કોમળતા હતી અને વિશાળ કોટરોમાં રાની પશુઓને આશ્રય આપી શકે એટલી ઉદારતા હતી. સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય પ્રવર્તતું હતું. પર્વતની મધ્યમાં આવેલા એક નીચા પ્રદેશમાંથી કોઈ નિર્મલ સન્તહૃદયની ઊંડી ખીણમાંથી વહેતા અમીઝરણા જેવું એક ચકચકિત ઝરણું મૃદુલધવલહાસ્ય કરતું નીરવતાથી વહેતું હતું. પવનનું સંચલન મન્દ, અતિમન્દ હતું. આવી સુકુમાર શાન્તિમાં ક્વચિત્ ક્વચિત્ હવામાં એકાદ મોજું ઉત્પન્ન થઈ ક્ષણમાં સમસ્ત વાતાવરણમાં વિસ્તરી તત્કાલ વિલીન થતું અને જાણે સર્વવ્યાપક એક જ પ્રાણનું સંચલન હોય એમ સૂચન કરાવી અદૃશ્ય થઈ જતું. દેદીપ્યમાન વ્યોમપટમાં વિરાજતા આકાશના જ્યોતિર્ગણો પહાડપરનાં પ્રચંડ વૃક્ષોને પીઢપ્રજ્ઞાસંપન્ન અનુભવવૃદ્ધ જરઠો જાણી કુતૂહલથી એકીટશે

જોઈ રહ્યા હતા. આછા ઘેરા નીલ વ્યોમસાગરમાં તરતો ડૂબકી મારતો નક્ષત્રનાથ શ્યામલ વાદળીઓ ઉપર રૂપેરી કોર ઊંચી કરી તેજસ્વી મુખરેખા દેખાડતો હતો અને વિશ્વનાં નિગૂઢ રહસ્યો સમજવા આવાહન કરતો હતો. સમુદ્રના શાન્ત ઘેરા જળમાં સ્નાન કરી કોઇ કોઈ તારાઓ અભિનવ જલધરો ઉપર બેસી વદન સમારતાં સમારતાં ચમકતા હતા. એટલામાં નભોમંડળમાં ખળભળાટ થયો. પ્રચંડ વાયુ વાવા લાગ્યા. મહોદધિમાં ભીષણ તરંગો ઉછળવા માંડયા. સાગરનું સનાતન હૃદય ઊધડયું. એનાં અન્તરતમ જળ હૃદયના પૂર્ણવેગથી ઊછળ્યાં અને બીજીજ ક્ષણે શાન્ત થયાં. સાગરનાં જળ સરોવરનાં શાન્ત નીરમાં રૂપાન્તર પામ્યાં. જોતજોતામાં સરોવરની સપાટી ઉપર અગણિત શ્વેત પદ્મો ખીલવા માંડયાં. એના સ્ફટિક સમાન સ્વચ્છ જળની મધ્યમાં એક હંસવાહિની સૌન્દર્યદેવીની મનોહર મૂર્તિ પ્રકટ થઈ. એણે સાદાં પણ રસમય વસ્ત્રો અને અલંકારો પહેર્યા હતાં. એના હાથમાં એક સુન્દર વીણા હતી. એણે તન્ત્રીના સૂર છેડયા. એના મૂક સંગીતના સૂર સર્વત્ર વિસ્તરવા માંડયા. અખિલ વાતાવરણ એના સંવાદી સૂરોથી ઊભરાવા માંડયુ. આકાશ અને પૃથ્વી, ઉભય, વચ્ચે અન્તર લય પામ્યુ. ચેતન અચેતન, સર્વ, સંગીતના ચૈતન્યપૂરમાં વહેવા લાગ્યુ. આ અવિચ્છિન્ન પ્રવાહમાં સર્જન સ્થિતિ અને સંહાર, ભૂત વર્તમાન અને ભાવિ, એમ ભેદ માત્ર ઓગળી ગયા અને અખંડ એકરસ આનન્દ વ્યાપી રહ્યો.

પહાડની કરાડપરના શીતલ શિલાતલ ઉપર એક શાન્ત સ્વસ્થ પ્રતાપી જટાધર વૃદ્ધ આસન વાળી ટટાર બેઠો હતો. એ સ્વપ્નદ્રષ્ટા હતો. એણે જીવનભર આદર્શો સેવ્યા હતા. એના તીક્ષ્ણ નયનોએ અનન્ત આકાશની રંગભૂમિ ઉપર એક પછી એક પ્રકટ થતાં દૃશ્યો સામે મીટ માંડી હતી. એ સૂક્ષ્મદર્શી હતો. એની સૂક્ષ્મદૃષ્ટિએ સૌન્દર્યદેવીની લીલાનું રહસ્ય પીછાન્યું હતું. એ દિવ્ય દર્શન નિરખતાં દીર્ઘકાળથી શોકમાં ડૂબેલા એના હૃદયમાં આનન્દના અગણિત સ્રોત ફૂટતા ગયા. એના હૃદયપદ્મની શતસહસ્ર પાંદડીઓ ઊઘડવા માંડી. એના પ્રભાવશાલી વદન ઉપર આત્મતોષનું એક અમૂલ્ય સ્મિત વિલસી રહ્યું.

ક્ષણવારમાં જ વીણાનો ઝંકાર કરતી સૌન્દર્યદેવી સરોવરના અગાધ જળમાં અદૃશ્ય થઈ. એના સંગીતનો મધુર પ્રતિધ્વનિ વાલ્મીકિના હૃદયાકાશમાં પડ્યો.

•

૨

# આનન્દસંવેદન

**એ** મધુરી વીણાના સૂક્ષ્મ તારનો રસમય રણકાર ઋષિવરના હૃદયાકાશની ઘેરી ગુહામાં પ્રતિધ્વનિત થતાં વેંત જ એમાં આનન્દસાગરની અપૂર્વછોળો ઊછળવા માંડી. વિશ્વના અન્તરમાં ઊભરાતા રસસાગરનું અખંડ દર્શન વાલ્મીકિના આધ્યાત્મિક નયનને થયું અને એ રસસિન્ધુના માધુર્યતરંગોના મહાપૂરમાં એનો સકલ આત્મા વહેવા લાગ્યો. પ્રકૃતિસમસ્ત એની સાથે એક જ વહેણમાં વહેતી હતી. સૌન્દર્યદેવીની મધુરી વીણાના મનોહર સૂર બ્રહ્માંડના અણુ અણુમાં ગંભળાતા હતા. સર્વત્ર મધુરતા નીતરતી હતી. ચન્દ્રમાના સૌમ્યધવલ હાસ્યમાંથી અમૃતધારા વરસતી હતી. તારાઓનાં દિવ્યચક્ષુઓમાંથી અભિનવ જ્યોતિ ઝરતી હતી. વસન્તલક્ષ્મીનાં સુકુમાર અંગોમાંથી સરમતા સ્રવતી હતી. કુસુમિતમંજુલકુંજોમાં મધુર સમીર વાતા હતા. મધુર રસાર્દ્રમંજરીઓમાંથી મધુબિન્દુઓ ટપકતા હતાં. ઔષધિ-

ઓમાથી રસબિન્દુઓ નિગળતા હતા. નિર્ઝરો અને નિર્ઝરિણી-ઓમાં સુધાસ્રોત વહેતાં હતા સરિત્પ્રવાહોમા માધુર્યના મનોહર તરંગો ઊછળતા હતા. વૃક્ષે વૃક્ષે, વેલીએ વેલીએ, પર્ણે પર્ણે, પુષ્પે પુષ્પે, મધુમય તરંગો નાચતા હતા. આનન્દ-લહરીઓ અનુભવતો મહાનુભાવ મુનિવરનો આત્મા રસ-હિન્દોળે ચઢયો હતો. એના અન્તરમાં ઉલ્લસતા આનન્દ-કલ્લોલમાંથી આર્ષવાણી ઊછળી આવી:

"આ બધું આનન્દમાથી ઉત્પન્ન થાય છે; આનન્દમા જીવે છે અને એમા જ લય પામે છે."

આ ઉદ્દ્‌ગારની સાથે જ અપૂર્વ આશાના ઉલ્લાસમાં મહર્ષિનાં ભવાં ઝળહળી રહ્યાં.

અમિત આકાશને અનિમિષ નયને ઋષિ નિહાળી રહ્યા. ફરી ઓઠ ફરકયા અને મુખમાંથી મધુરતાનાં ઝરણાં ફૂટતાં ગયાં·

"પરમેશ્વરિ ! આજ આટલાં વર્ષે મેં તને નજરોનજર નિહાળી. મારા જીવનની ભાવનાને આજ મેં સાક્ષાત્ નિરખી. તારી સાધનામા અર્ધ ઉપરાંત જીવન મેં વીતાવ્યું છે. તને જોવા અર્થે મેં કઠોર તપશ્ચ્યા સેવી છે, ઘોર સંકટો સહ્યાં છે. ભીષણ આત્મમન્થન અનુભવ્યું છે. દેશકાળના અન્તરાયો લેખવ્યા વગર તને કયાં કયાં ઢુઢવા હું નીકળ્યો ? ભૂતકાલના ઇતિવૃત્તમાં મેં તને શોધી જનકથાના ઉત્સંગમાં લપાઈને મધુર નિદ્રામાં તું સૂતી છે એમ સાંભળી અનેક વિકટ માર્ગો

વટાવીને હુ ત્યા પહોચ્યો પણ તારો આભાસ માત્ર જોઈને પાછો વળ્યો પછી તો આકાશ અને પૃથ્વીના અગણિત પદાર્થોમા તને શોધના માડી તારાઓની તેજકણિકાઓમા, ચન્દ્રના સુધાસ્યન્દિનસ્તનમા, સવિતાના વરેણ્ય વર્ચસમા, ચન્દ્રિકાના મધુરધવલ મુક્તહાસ્યમા, સન્ધ્યાની સુકુમાર કાન્તિમા, ઝરણાના ઝમઝમ નિનાદમા, પુષ્પોના રમણીય રંગોમા, કોકિલાના મનોરજ્જક કૂજનમા, હરિણ શિશુઓના મધુર મનોજ્ઞ સ્વપ્નોમા, અને માનવહૃદયની હરિયાળી કુજોમા તારી મનોહર છવિ નિરખવાને બહુ બહુ યત્નો કર્યા પરતુ કેવળ તારી છાયા નિહાળી શક્યો પછી અત્યત વિહ્વળ બની કમ્પમાન હૈયે ભવ્યતા અને ભયાનકતામા તને ખોળવા નીકળ્યો ભયાનક મેઘની ભીષણ ગર્જનાઓમા આકાશના ચદરવાને ચીરી નાખતી વિદ્યુ લેખામા, મક્ષુબ્ધ જલનિધિના કલ્લોલકોલાહલમા, પ્રચડપૂરમા ઊછળતી સરિતાઓના તોફાની જલતરગોમા, ઘનઘોર અરણ્યોના નિબિડ અન્ધકારમા, ચોપાસ સળગતા દારુણ દાવાનલમા, હિંસ્ર પશુઓના રુધિરથી ખરડાએલા તીક્ષ્ણ દાઢ અને પઝામા, અને લોહી તરસ્યા માનવરાક્ષસોના નિષ્ઠુર હૈયામા તને નિરખવા મેં અપાર યત્નો કર્યા અને કવચિત્ કવચિત્ તારા ઓળાઓ મ નિહાળ્યા પરતુ આ વિશ્વનું કરુણ રુદન સાભળીને કકળી ઊઠેલો મારો આત્મા તારી સૌમ્ય મૂર્તિ સાક્ષાત્ નિરખવાને તલસતો હતો 'યુદ્ધ અને સહાર' એ બે શબ્દો જાણે સર્વત્ર વાતાવરણમા વ્યાપી રહ્યા છે એ બનેની ભયાનકતા અને કરાળતાથી હું અકળાતો અને ક્ષણભર તારા અસ્તિત્વ વિષે સદેહમા પડી જતો પરતુ બીજજ ક્ષણે તુ સદૈવ છે એ

મારો વિશ્વાસ જાગૃત થતો. ફરી તારુ સ્મરણ કરતો અને તારા નામનો મન્ત્ર જપી સ્વસ્થ બનતો.

થોડીવાર અટકીને

આનન્દલતિકે ! તારા અનિર્વાચ્ય સંગીતનું રહસ્ય આજ મેં જાણ્યુ. આત્માની અશેષ કલામાંથી અવતરતું એ સંગીત આત્મગ્રાહ્ય છે—આત્મા વડે એ આત્માનું શ્રવણ છે. સ્થૂલ સંગીતને આદિ મધ્ય અને અન્ત છે, તારુ સંગીત અનાદિ અનન્ત છે. એ કદાપિ વિરમતુ નથી. એનુ સતત ગર્જન થયા કરે છે. તારી મધુરી વીણાના સનાતન તાર સદૈવ ઝણઝણે છે."

卐

કાલ મહામન્દિરનાં પ્રચ્છન્ન દ્વાર ખુલ્યાં હતાં. પ્રત્યેક અવ્યક્ત ક્ષણ વ્યક્ત બની ઉદ્ઘોષ કરતી હતીઃ

"મને ઝીલી લો, ઝીલી લો. અનન્ત આનન્દની હું અમૃતકણિકા છુ, ચરાચર જીવનની ચૈતન્યકલિકા છું; મારી ક્ષણિકતા એ જ સનાતનતા છે."

卐

ઋષિવરના હૃદયતટ ઉપર આનન્દ તાંડવ નાચી રહ્યું.

મય પુજના પ્રચંડ ગ્રહમાંથી છૂટવા મેં કેટલો કાળ ભીષણ યુદ્ધ કર્યું હશે એનું લેશ પણ સંવેદન મને રહ્યું નથી. મારા દિવસ અને રાત્રિઓ ઉપર ગહન તિમિરના થરના થર છવાયા હતા. અન્તે એક અપૂર્વ ક્ષણે એ જડ પિશાચને જોરથી ઉથલાવી એના મૃત્યુબંધમાંથી હું છૂટયો.એઅભેદ્ય અંધકારને ભેદીને મેં જોયું તો અનન્ત આકાશના તારાઓ મારા ઉપર અનુકમ્પા ભરી દૃષ્ટિ નાખી ચમકી રહ્યા હતા. આ સમયે જ મારામાં સંજ્ઞાનો સંચાર થયો અને આકાશ અને પૃથ્વી-ઉભય-ને આશ્ચર્યથી એકી નજરે નિહાળી રહ્યો. પરન્તુ મારી મનોવૃત્તિઓ મને મથી નાખતી હતી. અન્તરમાં તુમુલ યુદ્ધ ચાલતું હતું. એના ઊંડાણમાં ધરતીકંપ થતો હતો, જ્વાળા-મુખીઓ સળગતા હતા અને ભયંકર ગિરિશિખરો ઊછળતાં હતા જંગલી હિંસ્ર પશુની પેઠે નિષ્પ્રાણ્ય આમ તેમ હું આથડતો હતો અને ઘોર હિંસાના સ્વાર્થમય જીવનમાં ડૂબ્યો હતો.-કોઈ વાર ઉકળાટમાં આવી છાતીફાટ રુદન કરતો પરન્તુ મારા હૈયામાં બળતી આગનું કારણ કળી શકતો નહિ. આવી અધમ અને અસહાય અવસ્થામાં જીવનનાં કેટલાંયે વર્ષો મેં વીતાવ્યાં. આખરે એક સત્પુરુષનો સમાગમ થયો. એ મહાનુભાવે મારી આંખમાં અમૃતાંજન આંજ્યું, મારા હૃદયમાં રસાયન સીંચ્યું, મારી બુદ્ધિમાં તેજ પૂર્યું અને મારા અન્તરમાં પ્રકૃતિનો દાવાનલ ઓલવ્યો. જતાં જતાં મારા આત્માની પરમ શાન્તિ અર્થે તારી અનન્ય સાધના કરવાનું એ કહી ગયા.

એ સદ્‌ગુરુ સીધાવ્યા પછી તુરત જ તારી સાધના

મેં આરભી અને મારા જીવનની વસન્ત ઋતુ બેઠી. મારા જીવનવૃક્ષના મૂળમાં પ્રેમરસ સીંચાતો હતો ધીમે ધીમે એ વૃક્ષની ડાળીઓ પર્ણી અને પલ્લવોમાં એ આનન્દ-સુધારસ પ્રસરતો ગયો અને મારુ જીવન એક નવકુસુમિત-વૃક્ષ બની રહ્યું. નવજીવનના નિર્માણકાલ દરમિયાન જીવનની અનન્ત વિવિધતામાં હું તને શોધતો હતો.

પરતુ મારા અન્તરની ઊંડી ગુહાના એકદેશમાં ભરાઈ રહેલી હિંસા કોઈ કોઈ વાર નિશાચર ચોરની પેઠે નિઃશબ્દ પગલે હૃદયપટ ઉપર સંચરતી અને તારી સાધનામાં વિઘ્ન કરતી. હું તત્કાલ સાવધાન થતો, તારુ પુણ્ય સ્મરણ કરતો અને એ ઘોર અન્ધકારનું અવગુંઠન આપોઆપ ઓસરી જતું.

જેમ જેમ મારી વિષમ વૃત્તિઓને હું સમતોલ કરતો ગયો તેમ તેમ મારું આન્તર યુદ્ધ શમતુ ગયું. પરતુ આ વિશ્વનું વિરાટ્ દુઃખ મારા મર્મસ્થાનને ચીરી નાંખતું હતું. મારાં જૂનાં દુઃખોની ભસ્મ ઉપર નવાં દુઃખોની જ્વાળાઓ સળગવા માંડી. મારુ હૃદય ઝેરી બાણોની વેદનાથી વીંધાતું હતુ અને ઘોર નરકની યાતના અનુભવતુ હતુ. મારા અન્તરની ગહનતમ ગુહાના રુદ્ધ દ્વારને ભયકર અન્ધકાર આવરતો હતો અને પ્રબળ પવનના સપાટાઓ અથડાતા હતા. કેટલાયે મહાપ્રશ્નો એ દ્વાર ખખડાવતા ઉભા હતાઃ શું સમસ્ત વિશ્વ રુધિરથી ખરડાએલું છે? માનવહૃદયની ઉન્નતતાનો સર્વત્ર દુષ્કાળ છે? શું મનુષ્યના હૃદયમાં ઘોર

તિમિંગ અને રુધિરની પિપાસા જ ભરેલાં છે ? એક બીજાને ફાડી ખાવાની હિંસવૃત્તિ જ ચોતરફ પ્રવર્તમાન છે ? શું મનુષ્ય કરતાં જડ પદાર્થનું મૂલ્ય અધિક ગણાય ? ગુણ કરતાં સંખ્યા અને કદની કિંમત વિશેષ અંકાય ? જીવન કરતાં મૃત્યુ અધિક મૂલ્યવાન લેખાય ? આ દારુણ દુ:ખનો પ્રતિકાર શો ? ”

કલ્પનાનયન સમક્ષ આન્તર ગુહાનું દ્વાર ખોલી એક પછી એક પ્રતિમાઓ ખડી થતી હોય એને બહાવરાની પેઠે ફાટી આંખે નિહાળીને—

‘દેવિ ! દેવિ ! દસ્યુદલના દાવાગ્નિએ સળગાવેલી ભયાનક ચિતાઓમાં આર્યકુલને ભસ્મ થતું હું જોઈ રહ્યો છું; પ્રાચીન ઋષિવરોએ પ્રાણધનથી પોષીને ઉછેરેલી આર્યભાવનાઓનો ઉચ્છેદ થતો હું નિહાળું છું; આર્યસંસ્કૃતિના પ્રભવસ્થાન તપોવનને સહસ્રધા વિશીર્ણ થતું હું નિરખું છું; અને આર્યોના ધર્મ ગૃહ રાજ્ય અને સમાજના ચૂરેચૂરા થતાં મારી નજર સમક્ષ અવલોકું છું. અરે ! અરે ! આર્યોની યજ્ઞવેદીઓને નિર્દોષ પશુઓ અને તપસ્વીઓના રુધિરથી નીતરતી નિહાળીને મારી આંખે અંધારાં આવે છે, મસ્તક ભમી જાય છે અને શ્વાસ રુંધાવા માંડે છે.

થોડીવાર અટકીને મહાકષ્ટે દીર્ઘનિ:શ્વાસ નાખીને.

✓ " પરંતુ આર્યજીવનની સુન્દરતા ક્યાં ગઈ ? આર્યોના આન્તર કલહો અને તિરસ્કારથી જીવન કેવું અકારું અને કદરૂપું બન્યું છે ? કાર્તવીર્યને સંહારી એકવીસ વાર નક્ષત્રી

પૃથ્વી કરનાર પરશુરામની રુધિર પિપાસા હજી તૃપ્ત થઈ નથી! વસિષ્ઠ અને વિશ્વામિત્રનાં ઘોર યુદ્ધો હજી સંપૂર્ણ શમ્યાં નથી! બ્રાહ્મણો પાસેથી કામધેનુના અપહરણ સિવાય ક્ષત્રિયોએ હજી કોઈ વરિષ્ઠ આદર્શ સ્થાપ્યો નથી! હરધનુ ભગ કરે એવો ક્ષાત્રવીર ક્યાં? જનમેજયના સર્પમત્રની વિનાશક ભાવનાને સ્થાને માનવકુલના સંકલનની મહા ભાવનાનો પ્રવર્તક મહાપુરુષ ક્યાં? દસ્યુ હુતાશન શમાવી એ વિજાતિનો આર્યકુલમાં અંગીકાર કરી એને સહોદર સમાન ગણનાર આર્યવીર ક્યાં? સર્વત્ર દષ્ટિગોચર થતી અરાજકતા અને અવ્યવસ્થાના અન્ધકારમાંથી પ્રકાશ લાવનાર પુરુષોત્તમ ક્યાં?"

ક્ષણવાર અટકીને

"દેવિ! દેવિ! તારી કૃપા હોય તો આ દુઃખી જગતને અધમ દાસત્વમાંથી હું ઉગારું. હું જાતે નવસર્જન કરી શકું? આ કુત્સિત જગતનાં ભયંકર અંકરોને લક્ષધા વિદારી એની ભસ્મ ઉપર હું નવું વિશ્વ રચી શકું? આર્યતાની વિશાળ ભાવના સજીવન કરી શકું? આર્ય અને દસ્યુ સંસ્કૃતિઓને એક મહાસંસ્કૃતિમાં ગુંથી શકું? અખિલ જગતને આદર્શરૂપ થાય એવી જીવનની સુન્દરતા, મધુરતા અને પવિત્રતાની એક મનોહર મૂર્તિ ઘડી શકું? પ્રેમ અને મૈત્રીની શાશ્વત પ્રતિમાઓ નિર્મી શકું? માનવજીવનને મનોહર પુષ્પવાટિકા સમાન બનાવી ખીલવી શકું?

પરતુ એ નવસર્જનની શક્તિ ક્યાં? વસ્તુસ્થિતિ અવલોકવાની શુદ્ધ અનાસક્તિ ક્યાં? જીવનને જેવું છે તેવું

બેધડક સ્વીકારવાનુ સામર્થ્ય કયા ? સૌન્દર્ય અને દુઃખ-ઉભય-પ્રત્યે સમદૃષ્ટિ ક્યાં ? દુઃખ અને શોકમાં વસેલી સુન્દરતાનુ નિર્મળ દર્શન કયા ? વસ્તુમાત્રમાં સૌન્દર્ય નિહાળી મસ્ત સાક્ષાત્કારની મહાશક્તિ ક્યાં ? ”

ઋષિવરની નિરાશાની છાયા ચન્દ્રિકાના તેજમહાસાગરમા ઓગળી જાય છે. તત્કાલ વદન ઉપર પ્રસન્નતા છવાઈ રહે છે. ઉત્સાહમા આવી ઋષિ ઉચ્ચારે છે:

“ દેવિ ! તારા દર્શનથી આજ મારામાં અદ્ભુત શક્તિ ઊભરાતી હોય એમ અનુભવું છું. મહાદેવિ ! કોઈ અભિનવ જગત્ મને દેખાડ; કોઈ નવીન સૂર મને શીખવ. અનન્ત આકાશની શાન્ત ભવ્યતામાં અગણિત જ્યોતિર્ધરો ઝગઝગે છે. તારી અલૌકિક પાંખો ઉપર બેસાડીને કોઈ અજ્ઞાત તારાની રૂપેરી જ્યોતિના રમણીય પ્રદેશમાં મને લઈ જા. એ જ્યોતિર્લોકને તારી મધુરી વીણાના અપૂર્વ સૂરો હું સંભળાવીશ, અને એ દીપ્તિમય દેશમાં આનન્દ અને કલ્યાણનો મહાપ્રાણ પૂરીશ. મારુ એ મહાસંગીત આ મર્ત્યલોકની વિરૂપતા મટાડી એને સર્વાંગસુન્દર જીવન જીવવા પ્રેરશે. મારુ કાવ્યમય જગત્ આ સ્થૂલ જગતનો આદર્શ બનશે. ”

卐

મુનિવરના મનોહર સ્વપ્નના છેલ્લા શબ્દોનો પડઘો ગિરિકન્દરોએ ઝીલ્યો. સાથે સાથે ગિરિરાજગુહામાથી સિંહગર્જના સભળાઈ. મહર્ષિ આનન્દસમાધિમાંથી જાગી

ઊઠયા અને પ્રાતઃસન્ધ્યાનો સમય સમીપ આવ્યો એમ વિચારી સવિતાદેવને અર્ઘ્ય આપવા શીતલ સુગન્ધિત વનરાજિમાં થઈને ગિરિશૃંગ ઉપર ચઢયા. ગિરિશિખર ઉપરની એક ભેખડ ઉપર ઊભા રહી આસપાસનાં દશ્યો ઉપર મુનિવરે દૃષ્ટિ ફેરવવા માંડી. પ્રથમ દૃષ્ટિ ગંગાના પ્રસન્ન પ્રવાહની સંનિધિમાં વહેતા તમસાના પાતળા પણ ઊજળા દૂધ જેવા શાન્ત અને રમ્ય પ્રવાહ ઉપર પડી અને ત્યાંથી સરિતાના રેતાળ કિનારા ઉપર સૂતેલી સનાતનતાની સૌન્દર્યરેખા જેવી હંસમિથુનની લાંબી હારની હાર ઉપર નજર ઠરી. ત્યાંથી તપોવનની મધ્યમા આવેલા એક નિસર્ગરમણીય સરોવરના મન્દમન્દ ધબકતા સુકુમાર હૈયા ઉપર મુનિવરે મીટ માંડી. ચન્દ્રિકાનુ શાન્ત અને મધુર તેજ સરોવરની સપાટી ઉપર ચમકતું હતુ અને તરલ તરંગો ઉપર સ્વચ્છન્દ ડોલતા એક મહાપદ્મના અન્તર્ભાગને ચન્દ્રમાનું પ્રદીપ્ત પ્રતિબિમ્બ ઊજાળતું હતું એને એકીટશે એ અવલોકી રહ્યા. ત્યાંથી સરોવરનાં કાંઠા ઉપર ઊભેલાં કુસુમિતવૃક્ષો નીચે વિસ્તરેલી લીલોતરી ઉપર શોભતી પુષ્પની શીતલ સુકોમલ શય્યાઓ ઋષિવરે નિરખવા માંડી. આ સુમધુર દશ્ય ઉપરથી નયન ફેરવી સરોવરની ચોતરફ પથરાએલી પર્ણકુટિઓનાં આંગણાંમાં સૂતેલાં મીઠાં મનોહર સ્વપ્નોમાં મન્દ મન્દ હાસ્ય કરતાં કોઈ કોઈ મુનિ બાલકો ઉપર નજર માંડી અને ત્યાંથી યજ્ઞકુંડની આસપાસ નિદ્રાધીન થયેલાં ધૂલિધૂસર હરિણોનાં ધવલ મધુર વદન ઉપર દૃષ્ટિ ઠરાવી. વેદીની મધ્યમાં નિરંતર

પ્રજળતી આર્યતાની ઉજ્જવળ ભાવના સમી અગ્નિજ્યોતને કલ્પનાનેત્રથી નિરખી ઋષિવર ક્ષણવાર ધ્યાનમાં ડૂબ્યા

卐

રાત્રિએ પોતાની રમ્ય અને ભવ્ય લીલા ધીમે ધીમે સંકેલવા માંડી મહર્ષિએ સમાહિત બની પૂર્વ તરફ સ્થિર દૃષ્ટિ કરી અને સવિતાના વરેણ્ય ભર્ગની આરાધના એક-ચિત્તે આરંભી

## ૪

# માનવતાની મહાભાવના

દરમિયાન સૂર્યદેવના સત્કાર અર્થે ઉભય લોકની મહારાણી ઉષાએ ભવ્ય તૈયારીઓ કરવા માંડી. ક્ષણવારમાં પૂર્વાકાશમાં નીલમણિની મેઘમાળાથી નિર્મેલું એક વિશાલ રજતસરોવર ઉપસી આવ્યું. એની મધ્યમાં વિરાજતા સુવર્ણના ઉત્તુંગ ખડક ઉપર જાસુદિયા રંગનું સુશોભિત સિંહાસન રચાયું. મલયાનિલની મન્દ મન્દ લહરીઓએ આકાશ અને પૃથ્વીના રાજમાર્ગોનું સંમાર્જન કર્યું. ઝાકળનાં રત્નબિન્દુઓએ રમ્યશીતલ જલ છાંટ્યું. વનરાજીએ પુષ્પ-રાશિઓ પાથર્યાં. કસુંબલ રંગનો સાળુ પહેરી માનવતાના મનોહર ભાવિની ઉજ્જ્વલ સૌભાગ્યરેખા જેવી લાવણ્યમૂર્તિ ઉષાએ સુમંગળ રંગોળી પૂરી. ઋતુનિપાઠક પક્ષીઓએ મધુર કંઠે પ્રશસ્તિઓ ગાઈ. વનનાં પશુઓએ છડી પોકારી. વિશાલ પગલાં ભરતા પ્રતાપી સૂર્યદેવ પધાર્યા અને ઉન્નત સિંહાસન ઉપર ચઢી વિશ્વવ્યાપક નેત્રથી વિશ્વને નિહાળવા લાગ્યા.

અખિલ વિશ્વનો અન્ધકાર ફેડતા એનાં સુકુમાર કિરણોએ વાલ્મીકિનાં નેત્રકમલ ઉઘાડ્યાં. મુનિવરે આર્યોના ઇષ્ટદેવને ગાયત્રીનો અર્ઘ્ય આપી અભિવન્દન કર્યું.

સૂર્યના મનોહર તેજની શાન્ત સમૃદ્ધિ નિહાળતાં જ એના પરમપદમાંથી જાણે મધુર સંગીત વાલ્મીકિના શ્રુતિ-પથમાં સંભળાયું. આકાશમાં એકસામટી હજારો વીજળીઓ ચમકવા માંડી. ચકિતનયને મુનિવર નભોમંડલ નિરખી રહ્યા. તેજના ઝળહળતા અંબારમાંથી એક સોનેરી વાદળી ઉપર બેસીને વીણા વગાડતાં જ્ઞાનીભક્ત નારદ પૃથ્વી ઉપર ધીમેધીમે ઊતરતા હતા. પળવારમાં એ વાલ્મીકિ સમક્ષ આવીને ઊભા રહ્યા.

આ અદ્‌ભુત દૃશ્ય નિરખીને વાલ્મીકિ થોડીવાર અવાક્ બન્યા. નેત્રમાંથી આનન્દનાં અશ્રુપૂર વહેવા માંડ્યાં. ગદ્‌ગદ કંઠે તુટેલી વાણીમાં એ બોલી ઊઠ્યાઃ

"ગુરુ દે...વ ! આ...પ ! આજ...કેટલાં...વર્ષે ?"

વાલ્મીકિએ નારદને પ્રણિપાત કર્યા અને પ્રેમથી ચરણ પકડી નયન જળથી ભીંજવ્યાં.

શિષ્યને બે હાથે ઊઠાડી ગુરુએ ગાઢ આલિંગન આપ્યું અને નજીકના એક શિલાખંડ ઉપર બેસી વાલ્મીકિને પાસે બેસાડી ભક્તવર બોલ્યાઃ

"વત્સ ! કાલમહાસાગરના અનન્ત વહેણમાં સ્વૈર-વિહાર કરતાં, સ્વચ્છન્દ વિલસતી સૌન્દર્યદેવીએ તને દિવ્ય-

દર્શન દીધું એ એના સ્વમુખે આંભળી હું સત્વર તારી સમક્ષ આવ્યો છું. તાત! સૌન્દર્યદેવીના આશીર્વાદનો તું પાત્ર થયો. તારી નવસર્જનની મહાભાવના અવશ્ય સિદ્ધ થશે."

## વાલ્મીકિ:

"ભગવન્! એ સર્વ આપની કૃપાનું જ ફળ છે. આપે મને અન્ધતમમમાંથી ઉગાર્યો. આપે આપેલી સંજીવનીથી મારામાં અભિનવ જીવન પ્રકટ્યું, મારું આન્તર યુદ્ધ શમ્યું અને મારામાં અપૂર્વ શ્રદ્ધા ઉદય પામી. આપના આદેશ અનુસાર, સૌન્દર્યદેવીની ચિરકાલ મેં ઉપાસના કરી. એણે ગઇ રાત્રે મારા સામુ જોયું. વ્યોમસરોવરમાં પળવાર એની પ્રસન્ન છવિ પ્રસન્ન થઈ. એની અનન્તલીલા મેં અનન્યદષ્ટિએ નિરખી. મારું હૃદયપદ્મ ઉઘાડી બીજી જ ક્ષણે એ અદર્શન પામી. ગુરુદેવ! સૌન્દર્યદેવીએ જીવનની અખંડતાનું મને દર્શન કરાવ્યું. સૌન્દર્યદર્શન દ્વારા જ સત્યસાક્ષાત્કાર થઈ શકે એ પરમ સત્યની દઢ પ્રતીતિ એણે મને કરાવી.

પરંતુ ભગવન્! મારા ચિત્તની વ્યાકુલતા હજી શાન્ત થતી નથી. આ જગતનું રાક્ષસી દુઃખ મારાં હૃદયમર્મને શારી નાંખે છે. એ ભયાનક દુઃખનો પ્રતિકાર કરવાની ઊંડી અભિલાષા અન્તરમાં જન્મી છે. ગુરુદેવ! નવસર્જનની તીવ્ર મનોભાવના શી રીતે સિદ્ધ કરું? વાસ્તવિક જગત્ એટલું કદ્રૂપું બન્યું છે કે શાન્તિ અને સ્વાસ્થ્યનું સુન્દર ચિત્ર શી રીતે દોરું? ભાવનાના જગતને યથાર્થતાનું જગત્ શૂન્યની ગર્જનાથી વધાવે છે ત્યાં ઉભયનો સંવાદ શી રીતે સાધું? બુદ્ધિની અવગણના અને આત્માની જુગુપ્સા થઈ

રહી છે એ ભાવનાઓ શી રીતે ભરું ? સમકાલીન અને સર્વકાલીન તત્ત્વોના સમન્વયનો કોયડો કઇ રીતે ઉકેલું ? ભગવન્ ! આપ આત્માના દર્દના મહાવૈદ્ય છો ગુરુદેવ ! કોઈ ઔષધ આપો ગમે તેવું કડુ હશે તોપણ અમૃત ગણી હુ આરોગીશ ”

નારદ :

“ વત્સ ! તને ઉપકારક થવા હુ સદૈવ ઉત્સુક છુ તારા જેવો સાધુપુરુષ કોની અનુકમ્પાનો પાત્ર ન થાય ? તાત ! નિશ્ચિન્ત રહે તારા હૃદયની કોમલતા એજ તારી મહત્તા છે તારા આત્માનો પ્રતિક્ષણ અસાધારણ વિકાસ થતો જાય છે એ હુ આનન્દ અને સંતોષથી જોઈ રહ્યો છુ તારી નિર્મલ અને નિ સ્વાર્થ દૃષ્ટિ તને સત્ય અને સૌન્દર્યની સમીપ ત્વરાથી લઈ જાય છે ”

વાલ્મીકિ :

“ પરતુ ભગવન્ ! દુ ખ શોક નૈરાશ્ય અને મૃત્યુની ભયાનકતામા સૌન્દર્યદેવી પ્રત્યે પરમનિષ્ઠા રાખવાનુ રહસ્ય હજી હાથ નથી લાગ્યુ આની દૃઢ ભક્તિ વિના માનવ-હૃદયની ભાવનાઓ આકાક્ષાઓ, વેદનાઓ, અને કલહોના ગીતો સમાહિતચિત્તે શી રીતે ગાઉ ? ગુરુદેવ ! અન્તરના અન્ધકારમય ખડોને ઊજાળો ”

નારદ :

“વત્સ ! દુ ખ શોક અને મૃત્યુ એ કલાસર્જકના સનાતન વિષય છે એની સ્વાભાવિકતા તારી સૂક્ષ્મ બુદ્ધિએ સ્વીકારી

છે. એના તીવ્ર સંવેદનથી વિશ્વના વિરોધની ઊંડી સમજણ તારામાં અદ્ભુતરીતે ગોઠતી જાય છે. સુખ અને દુઃખ–ઉભય–ને જીવનની સત્ય હકીકત તરીકે તું શાન્તિથી અવલોકતો જાય છે. જીવનને જેવું છે તેવું સમતાથી સ્વીકારવાની મહાશક્તિ તારામાં અધિકાધિક ખીલતી જાય છે તાત! તારા જીવનવૃક્ષનાં અનેક ફળો પાકી ગયાં છે નિકટના ભવિષ્યમાં જ ઉત્તમ ફાલ ઊતરશે."

## વાલ્મીકિ :

"ભગવન્! પણ કલાનો મહાન આદર્શ માનવતાની મહાભાવના વિના શીરીતે સિદ્ધ થશે? વર્તમાન જગતને કલ્યાણ અને શાન્તિના માર્ગે દોરે એવી માનવતાની મહામૂર્તિની માગે ઝંખના છે. ગુરુદેવ! આપ ત્રિકાલજ્ઞ છો, પુરાતન કથાઓની અવિચ્છિન્ન સ્મૃતિ છો, સૌન્દર્યદેવીના સમાનધર્મા છો, જ્ઞાન અને ભક્તિનો, મસ્ત અને સૌન્દર્યનો, વિરલ સુભગ સંયોગ છો. અનન્તના પરમધામ સુધી આપની અકુંઠિત ગતિ છે. ગુરુદેવ! કાલમહોદધિના કોઈ અજ્ઞાત પ્રવાહમાંથી સકલગુણનિધાન એક પુરુષોત્તમની મનોહર મૂર્તિ પ્રકટ કરો. ભૂતમાત્રના શરણ્ય કોઇ સૌમ્ય શીતલ દીનવત્સલ નરચન્દ્રની કથાનું યશોગાન કરો. ભગવન્! આ દુઃખી જગતને મનુષ્યત્વનો કોઇ મહાન આદર્શ પાડરો."

તત્કાલ નારદે સ્વરબ્રહ્મની ઉપાસના શરુ કરી. સમગ્રલક્ષ્મીથી વિભૂષિત આર્યવીર રામની જાજ્વલ્યમાન સ્મૃતિ દૃષ્ટિ સમક્ષ ખડી થઈ. રામચન્દ્રની રમણીય લોકકથાને, કલ્પનાના ભવ્ય રંગે રંગીને, વીણાના અદ્‌ભુત વાદન સાથે વાલ્મીકિના અન્તરમાં નારદે ઊતારવા માંડી. ધીર ગમ્ભીર ઉદાત્ત સ્વરે નારદે એ મનોરંજક ગાથા ગાવા માંડી અને એ સંસ્કૃત વાણીના શ્રુતિમનોહર શબ્દોનો ધ્વનિ વાલ્મીકિના હૃદયમાં પ્રતિઘોષ સર્જતો ગયો.

ગાન શરુ થયું:

**इक्ष्वाकुवंशप्रभवो रामो नाम जनैः श्रुतः ।**

"મહાપુરુષના અવતાર અર્થે રાજર્ષિ ઇક્ષ્વાકુના પ્રતાપી રાજવંશની કેવી ભવ્ય તૈયારી! કેવો કુલક્રમાગત મહાન યશવિસ્તાર! આવા રમણીય અને વ્યવસ્થિત કુલોદ્યાનમાં જ માનવજાતિના મનોહર પુષ્પો પૂર્ણતાએ ખીલી શકે."

ગાન આગળ ચાલ્યું:

**बुद्धिमान् नीतिमान् वाग्मी श्रीमान् शत्रुनिवर्हणः ।'**

"ગુરૂદેવ! એજ–એજ–એ મહાનુભાવના લક્ષણો. જ્યાં બુદ્ધિ પ્રત્યે ઉદ્ધત તિરસ્કાર, નીતિ પ્રત્યે પરમ નિર્વેદ અને વાણીની વિસ્મયકારક શક્તિ વિષે અશ્રદ્ધા પ્રવર્તે છે, ત્યાં બુદ્ધિ નીતિ અને વાણીનો ત્રિવેણીસંગમ એ સૌન્દર્યલક્ષ્મીથી વિભૂષિત નરચન્દ્રમાં થાય ત્યારે જ એ સમયમૂર્તિ મહાવીર થઈ શકે. અનાર્યતાની ધુરા અમર્યાદ જુલમ કરતી હોય ત્યારે સંસ્કારિતાના શત્રુઓ સામે અવશ્ય યુદ્ધ કરવું જોઈએ. આવા સંકટ સમયે

મૌન સેવી નિષ્ક્રિય રહેનાર મનુષ્ય માનવતાના મહાકાર્યનો દ્રોહ કરે છે"

રામના હૃદયરંજક ગુણોનું ગાન આગળ ચાલ્યું

'रक्षिता जीवलोकस्य स्वजनस्य च रक्षिता ।'

'ભગવન્! યથાર્થ ગાયું મારા અન્તરની અવ્યક્ત ભાવનાને શબ્દોના રૂપ અને અર્થદ્વારા આપે વ્યક્ત કરી ખરેખર! સ્વ' અને પરનો સર્ગમાં સમન્વય કરતાર સમસ્ત જીવલોકનો સંરક્ષક મહાપુરુષ એ જ વર્તમાન જગતનો આદર્શ હોઈ શકે"

ગીતનું ગૌરવ વધવા માંડ્યું

समुद्र इव गाम्भीर्ये धैर्येण हिमवानिव ।
विष्णुना सदृशो वीर्ये सोमवत् प्रियदर्शन ।
कालाग्नि सदृश क्रोधे क्षमया पृथिवीसम ॥'

'વિશાલ અને અગાધ નીરથી ભરેલા મહાસાગર જેવો ગહનગભીર અને અનન્તઆન્તરસમૃદ્ધિથી સંપન્ન હિમાચલ જેવો સ્વસ્થ અડગ અને અચલ ઇન્દ્રથીએ અધિક પ્રતાપી એવા 'ઉરુક્રમ' વિષ્ણુ સમાન વીર્યવાન, સુધારશ્મિ સોમ સમાન સૌમ્યસુન્દર

એ સૌમ્યશીતલ સોમ સમાન મહાવીર કાલાગ્નિના ક્રોધ જેવો રૌદ્રરૂપ બને છે પરંતુ માનવજાતિની મહાભાવનાઓ અર્થે —સ્વાતંત્ર્ય, માનવતા, બંધુતા અને ન્યાયને અર્થે—એ મહાયુદ્ધો ખેલે છે રાજ્યલોભને માટે કે અંગત સત્તાની દુષ્ટ તૃષ્ણાને અર્થે કદાપિ નહિ

એ ક્રોધકરાલ નરવીર ક્ષમાશીતલ છે જ."

તત્કાલ વીણાના સૂર બદલાયા. કથાપુરુષ રામની પ્રિયતમા જનકનન્દિની સીતાની સ્નેહથી નીતરતી માધુર્યની મનોહરમૂર્તિ નારદે વાલ્મીકિ સમક્ષ ખડી કરીઃ

'सर्वलक्षणसंपन्ना नारीणामुत्तमा वधूः ।'

"ગુરુદેવ ! એજ માગલ્યમૂર્તિ ! સ્ત્રીસમસ્તના સૌભાગ્યની સર્વોત્તમ પ્રતિમા !"

એટલામાં ભક્તરાજની વીણામાંથી આર્દ્ર અને કરુણ ગાન ઝરવા માંડયું. નયનમાં નીર ઊભરાયાં. નારદે થરથરતે સ્વરે ગાયુંઃ

'गुहमासाद्य धर्मात्मा निषादाधिपतिं प्रियम् ।'

"દયાસાગર ભગવન્ ! આપનું પરમ કારુણ્ય હું કળી શકું છું. નિષાદપતિ ગુહને પ્રિયસખા ગણનાર એ આર્યવીર રામના હૃદયની કોમલતા અને ઉદારતા આપના મહાન હૃદયને હલાવે છે છે અને મારા અન્તરના ઊંડાણમાં કોઈ ઊંડા સંસ્કારના બીજ રોપે છે."

રામવનવાસની ગાથા આગળ ચાલીઃ

'ऋषीणामग्निकल्पानां दण्डकारण्यवासिनाम् ।'

ચિત્રકૂટ વટાવી દણ્ડકારણ્યમાં વિચરતાં રામ લક્ષ્મણ સીતાનો સત્કાર કરતી આર્યસંસ્કૃતિના આદ્યપ્રચારકો

શરભંગ, સુતીક્ષ્ણ અને અગસ્ત્યની સંસ્કારમૂર્તિઓ વાલ્મીકિના કલ્પનાનેત્ર સમક્ષ પ્રત્યક્ષ થઈ. અનાર્યતા સામે આમરણાન્ત ઝઝૂમતા અનેક તપસ્વીઓની અગ્નિસમાન ઓજસ્વી અને નિર્મલ પ્રતિમાઓ નિહાળી લોકહૃદયમાં વિરાજતી આર્યતાની સુન્દર ભાવનાને મુનિવરે કૃતજ્ઞતાથી શિર નમાવ્યું.

ગાન વેગથી આગળ વધતુ હતું:

સીતાહરણ, જટાયુવધ અને શબરીની રામભક્તિએ વાલ્મીકિના હૃદયદેશમાં શાશ્વતસ્થાન લીધુ.

હનુમાન અને સુગ્રીવ સાથે બાંધેલી પ્રીતિમાં વાલ્મીકિએ એ મહાપુરુષમાં વિજાતીય વીરો સાથે મૈત્રી બાધવાની નિસર્ગસિદ્ધ શક્તિ નિહાળી.

રાવણને સંહારી વિભીષણના રાજ્યાભિષેકમાં સંસ્કૃતિ-સમન્વયના કોયડાના ઉકેલની ઝાંખી એ યુગદ્રષ્ટા મુનિવરે કરી.

સીતાની હુતાશનશુદ્ધિ સમાપ્ત થયે પુષ્પક વિમાનમાં બેસી નન્દિગ્રામમાં ભરતને ભેટી એને સાથે લઇ રામ અયોધ્યા આવ્યા એ સર્વ કથા ગાઈ નારદે સમાપન કર્યું:

**'रामः सीता मनुप्राप्य राज्यं पुनरवाप्तवान् ।'**

卐

ગાન બંધ પડયું. તન્ત્રીના સંમોહક સૂર મૂક બન્યા. નેત્ર સન્મુખ નવીન જગત્ મુનિવર નિરખી રહ્યા. નારદે

શિષ્યને આશીર્વાદ આપી ચઢતા સૂર્યના તેજસ્વી કિરણ ઉપર બેસી અપાર આકાશને ભેદી પિતામહના બ્રહ્મલોક તરફ ગતિ કરી

આ અલૌકિક દર્શન અને શ્રવણથી વાલ્મીકિ ઊંડા આશ્ચર્યમા લીન થયા. થોડીવારમા સ્વસ્થ બની ધીમે ધીમે ગિરિશૃંગ ઉપરથી નીચે ઊતર્યા અને આશ્રમની યજ્ઞશાલામાં એકત્ર થએલ શિષ્યવૃન્દની મધ્યમાં, તારાઓની મધ્યમાં ચન્દ્રમમાન, શોભી રહ્યા.

૫

# ક્રૌન્ચવધ

**રા**મચન્દ્રની રમણીય ગીતાનુ મનોરજક ગાન વાલ્મીકિના હૃદયદેશમાં પ્રતિક્ષણ ચાલતું હતું. નારદના નાદબ્રહ્મનું અનુરણન અન્તરના ખડેખડમાં ઊછળતુ હતુ પ્રત્યેક શ્વાસોચ્છ્વાસે માનવતાની મહાભાવના મૂર્તિમન્ત થતી હતી.

卐

ઋષિવરે અનેક રાત્રિ અને દિવસ પરમ વિશ્રાન્તિ અને શાન્તિમા વ્યતીત કરવા માંડ્યા આ વિશ્રાન્તિ એ અદૃષ્ટ ગતિ હતી અને દેખીતી શાન્તિ એ મૂક અને અવિરત કાર્યનિષ્ઠા હતી. આર્યાવર્તના ભવ્ય ભૂતકાલમાં વિરાજતી અગણિત પ્રતિમાઓ મૂર્તસ્વરૂપ ધારણ કરવા અર્થે મુનિવરના આન્તરનયન સમક્ષ ટોળે વળી ઊભી હતી. લોકકલ્યાણ અને અભ્યુદયના મહાન આદર્શો મહર્ષિની મનો-

ભૂમિમાં પ્રકટ થઈ વર્તમાનમાં અવતરવા તત્પર બન્યા હતા. આત્માની સુન્દરતા સાથે સાચુ સામર્થ્ય સંયોજવાના મહાકાર્યમાં મુનિવર વ્યાપૃત હતા. જગતના દુઃખનો સમસ્ત ભાર એ મહાત્માના મસ્તક ઉપર તોળાઈ રહ્યો હતો. જગતને સુખી કરવા એ સમગ્ર આત્માથી ઉત્કંઠિત બન્યા હતા.

卐

એક મધ્યાહ્નને મહર્ષિ પર્ણકુટિમાં એકલા બેઠા હતા. મુખ્ય અન્તેવાસી ભરદ્વાજે મધ્યાહ્નસ્નાનના સમયનું મુનિવરને સ્મરણ કરાવ્યું. વિચારસમાધિમાંથી જાગી તમસાના તીર તરફ ભરદ્વાજ સાથે ઋષિએ પ્રયાણ કર્યું.

કાવ્યનું સનાતન પ્રભવસ્થાન પ્રકૃતિ આજ અસાધારણ ઉલ્લાસમાં શોભતી હતી. તમસાના એકાન્ત શાન્ત રમ્ય કાંઠા ઉપર મધ્યાહ્નનો સૂર્ય પ્રકાશતો હતો. સરિતાના રેતાળ પટની એક બાજુએ સઘન વૃક્ષોથી સુશોભિત વિશાલ વનરાજિ વિસ્તરી હતી. ઊંડી અને ઘટાદાર હરિયાળી કુન્જોમાં સૂર્યકિરણોની રમણીય આકૃતિઓ પ્રતિબિમ્બિત થતી હતી. ગુરુ અને શિષ્ય પ્રકૃતિનાં મનોહર દશ્યો નિહાળતાં આગળ ચાલતા હતા.

થોડેક દૂર નદીકાંઠે પહોંચી વાલ્મકીએ મૌન છોડયું :

"વત્સ ! આ પંકરહિત સ્થાનમાં નિર્મલ જલ વહે છે. અહિંયા જ અટકીએ."

મુનિવરે તમસાના સ્વચ્છસુન્દરજલમા અન્તરની ભાવનાનુ પ્રતિબિમ્બ જોયું.

ભરદ્વાજને ઉદ્દેશીને મહર્ષિ બોલ્યાઃ "તાત ! સત્પુરુષના હૃદય જેવા આ રમણીય અને પ્રસન્ન સલિલમાં સમસ્ત વાતાવરણની કેવી વિશદ અને મનોહર પ્રતિમાઓ પડી છે! તું ઝીણી નજરે જો."

ભરદ્વાજ :

"ભગવન્ ! આપના પવિત્ર યશગુંજ એ પ્રતિબિમ્બ છે."

વાલ્મીકિ :

"વત્સ ! એ યશનો અધિકારી હજી હું થઈ શક્યો નથી. લે આ કલશ. મારું વલ્કલ આપ. આટલામાં ક્યાંઈક સ્નાન કરી લઉં."

ભરદ્વાજે કલશ હાથમાં લીધો અને ગુરુને વલ્કલ આપી મૂક ઊભો રહ્યો.

મુનિવર ધીમેધીમે કાંઠે કાંઠે વિસ્તીર્ણ વનની મનોહરના જોતાં જોતાં સ્હેજ આગળ વધ્યા.

એટલામાં આછી આછી વનસ્પતિથી વિભૂષિત એક વનસ્થલીમાં ઋષિવરે પ્રવેશ કર્યો. આ સપાટ ન્હાની લીલીછમ વનભૂમિમાં ચોતરફ ઉઘાડ હતો અને સૂર્યના ઝળહળના પ્રકાશમાં આસપાસનો વનપ્રદેશ મનોરમ દીપ્તિથી દીપતો હતો. એક બાલવૃક્ષને અઢેલીને મુનિવર ઊભા રહ્યા અને દૂરદૂર ક્ષિતિજ ઉપર ઊભેલા ધૂમાડાના ઢગલા જેવા ઉત્તુંગ

પર્વતો પર્યંત એક સર્વગ્રાહ્ય દૃષ્ટિ નાખી, આકાશના અગ્રેસર જ્યોતિર્ધરને સંબોધીને અન્તર બોલવા માડ્યું:

"ભગવન્ વિવસ્વન્ ! અખિલ વિશ્વને ઉજાળનાર આદિસગજ ! તારી મંગલ પ્રભાનું પ્રતિદિન ધ્યાન કર્યા છતાં તારું જીવનરહસ્ય યથાર્થ કળી શકાતું નથી. તેજ-મહોદધે ! તારી સર્વશ્રેષ્ઠ તેજસ્વિતામાં તિમિરનું તું ક્યાં સંગોપન કરે છે ! તારી શુભ્ર જ્યોતિમાં ઝળહળતા આ અગણિત પદાર્થોને રાત્રિના ઘોર અન્ધકારમાં તું ક્યાં સંતાડે છે ? કેટલાં ઉન્નત ગિરિશૃંગો, ઊંડી સુવિશાલ ખીણો, ઘોર વેદનામાં રડતા સનાતન ઝરણાં, ગિરિકન્દરો, ગહન ગુહાઓ, ભયંકર વિવરો, પ્રચંડ ધોધો, મનોહર પુષ્પો, રંગબેરંગી પર્ણો, સુકોમલ લતાઓ, સુવિશાલ વૃક્ષો, અનન્ત ન્હાના મ્હોટા જીવો — એ સર્વેને તું ક્યાં છૂપાવે છે ? તારા ઉદાર અને મહાન હૃદયમાં તું કેટલી વિશાલ સામગ્રી સમાવે છે ! દેવ ! તારી જીવનકલા ખરેખર અગમ્ય છે !"

પળવાર અટકીને

"પ્રભાકર ! સમસ્ત વિશ્વના અન્ધકારને તું ફેડે છે, તથાપિ તારા દેદીપ્યમાન વદન ઉપર શોકની શાશ્વત છાયા કેમ દેખાય છે ? શું જગતનાં અસંખ્ય દુઃખો દેખીને તું સદૈવ દુઃખી રહે છે ? એ વિરાટ્ દુઃખોને લીધે જ તારા ઉજ્જ્વલ પ્રકાશમાં બૃહદ્ અન્ધકારને છૂપાવીને તું નિરંતર ફર્યા કરે છે ? દયાસાગર ! પ્રકાશ અને અન્ધકાર, આનન્દ અને શોક આદિ દ્વન્દ્વોનો તું ઉત્તમ અને અપ્રતિમ સ્વામી છે, એ

તારી ભવ્ય જીવનલીલાનું એક પરમ સત્ય આજ મારા અનુભવમાં ગોઠયું. ”

卐

સર્વદેવની સૂક્ષ્મ પ્રશસ્તિ મુનિવર ગાતા હતા ત્યાં કુસુમિત વનસ્થલી ઉપર આછીઘેરી તેજછાયા પડતી હતી. પ્રકૃતિસમસ્ત આનન્દમહોત્સવ ઊજવતી હતી એક મદમત્ત મયૂર લલિતકલા વિસ્તારી સહચરી સમીપ મનોહર નર્તન કરતો હતો. વિકરાલ વનકેસરી ભયકર ફાળ ભરી સિંહનાદ કરતો કરતો સિંહણ સમીપ દોડી જઈ નમ્રતાથી પ્રિયજનના પાર્શ્વમાં લપાતો હતો. અનેકવિધ પક્ષીઓના કલકલનિનાદ સર્વત્ર શ્રવણગોચર થતા હતા. એટલામાં મહર્ષિની દષ્ટિ એક નવપલ્લવિત વિશાલ વૃક્ષ ઉપર પડી. એની પ્રફુલ્લ મ્હોરે વિકસેલી ડાળી ઉપર એક ક્રૌન્ચમિથુન બેઠુ હતુ. એકબીજાનો ક્ષણભર વિયોગ સહન કરવાને એ અશક્ત હતું. વસન્તની ઊભરાતી રસસમૃદ્ધિમાં એ મદવિહ્વલ બન્યું હતુ. પળવાર એ પરસ્પર સુકોમલ ચચુપ્રહાર કરતું હતું અને પળવાર એ મજુલ સૂરે મધુર ગીતો ગાતું હતું. આનન્દના ઉન્માદમાં આવેલું એ યુગલ, ઊંડા સુખમાં ડૂબ્યું હતું.

પ્રકૃતિને સ્નેહસુધારસમાં નિમગ્ન નિહાળી મહર્ષિ પરમ હર્ષે અનુભવી રહ્યા.

卐

એટલામાં આકાશમાં શ્યામ વાદળાં ઘેરાવા માંડ્યાં. પ્રચંડ વૃક્ષોના ભયંકર ઓળાઓ ચોતરફ વિસ્તરવા માંડ્યા. કાળી બીહામણી ભયાનક આકૃતિવાળો એક નિષાદ વૃક્ષની સમીપમાં દેખાયો. એની ભળગતી આંખોમાં પ્રલયકાલનો અગ્નિ હતો; એની ભ્રૂકુટિમાં ક્રૌર્યની નિશ્ચલતા હતી; એના ડાબેલા હોઠમાં વિનાશની મુદ્રા હતી. જોતજોતામાં એ પાપાત્માએ ક્રૌન્ચને શરથી વીંધી નાંખ્યો. વિહગમ સહસા નીચે પડ્યો. એના સુકુમાર શરીરમાંથી રુધિર નીગળવા માંડ્યું. એની તામ્રવર્ણી ચાંચ ઠરડાઈ ગઈ, એની ડોક મરડાઈ ગઇ, એની આંખો થંભી ગઈ. ક્ષણવાર તર્ફડી એ મૃત્યુ પામ્યો. પ્રિયતમને પળમાત્રમાં વિદેહ થએલ જોઈ ક્રૌન્ચીએ હૃદયભેદક કરણ વિલાપ આદર્યો. વનભૂમિ શ્યામ અને નિસ્તેજ બની ગઈ. પ્રકાશમાં છૂપાએલો અન્ધકાર પ્રકટ થયો. આનન્દમાં અન્તર્હિત શોક તત્કાલ આવિર્ભાવ પામ્યો. જીવનમાં પ્રચ્છન્ન મૃત્યુએ નિઃશબ્દ પણ દૃઢ પગલે આવી અખિલ વાતાવરણનું આધિપત્ય લીધું.

સર્વત્ર કારુણ્ય વ્યાપી રહ્યું.

પક્ષીને પારધીના બાણથી વીંધાતું નિહાળી વાલ્મીકિના અંગેઅંગમાં તીક્ષ્ણ તીરો ભોંકાયાં. એના શરીરનું આખું માળખું અસહ્ય વેદનાથી ધ્રૂજી ઉઠયું. એની પ્રત્યેક નાડી વીજળીના વેગથી ધબકવા માંડી. એના હૃદયમાં દારુણ દાહ પ્રકટ થયો. એનાં જટા અને કેશ એની થરથરતી ડોકની આસપાસ ઊડવા માંડ્યાં. એનાં હાથપગ ઠરડાઇ ગયાં. એની તેજસ્વી આંખો ખીલા જેવી નિશ્ચલ બની. એનું

મસ્તક જોરથી ધૂમવા લાગ્યું. મૃત્યુની અંતિમ ઘડિયો એણે ગણવા માંડી. એના ઝડપથી થડકતા લમણા ઉપર સહસ્ર-સૂર્યની પ્રભા સ્ફુરી આવી. એના અંતરના ઊંડાણમાંથી કરુણ નાદ નીકળી ગયો:

'मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम् ॥

હે નિષાદ ! તું ચિરકાલ નહિ જીવે; કારણ કે પ્રેમમાં મુગ્ધ થએલા ક્રૌન્ચપક્ષીના જોડામાંથી એકને તે માર્યું.

ક્રૌન્ચનો કરુણવધ જોતાં વેંત જ પરમ દયાળુ મુનિવરનાં અંતિમ આવરણો સહસા ચીરાઈ ગયાં. વાલ્મિકિની પ્રતિભાએ કરુણરસનો સાક્ષાત્ અનુભવ કર્યો. એનો સકલ આત્મા કારણ્યસાગરના મહાપૂરમાં તરવા લાગ્યો. ઋષિવરના અન્તરાત્મામાં સનાતન જીવનનુ સંવેદન સ્થિર થયુ. એનુ દ્રવીભૂત હૃદય જીવમાત્રની એકતા અનુભવી રહ્યું. જીવનમાત્રની પવિત્રતા અને ભવ્યતા એને પ્રત્યક્ષ થઈ. ન્હાના મ્હોટા સર્વ જીવોનું મૂલ્ય એને સમાન લાગ્યુ. વિશ્વ-વ્યાપક સંવાદ અને સૌન્દર્યની એને પૂરી પ્રતીતિ થઈ. વિશ્વનું વિરાટ્ દુઃખ હિંસા છે એ પરમ સત્ય એણે નજર સમક્ષ નિહાળ્યુ. હિંસા એ જ સનાતન જીવનમાં વિચ્છેદ કરે છે, એ જ વિશ્વના મધુર સંગીતમાં સ્ખલન કરે છે, એ સંપૂર્ણ સાક્ષાત્કાર મહર્ષિને સિદ્ધ થયો.

કુલપતિને સ્નાન કરીને પાછા આવતાં વિલંબ થયો એટલે ભરદ્વાજે વનરાજિમાં શોધ કરી. બાલતરુની

સમીપ જઇને જોયું ત્યાં મહર્ષિની મરણોન્મુખ અવસ્થા એણે નિહાળી. તમ્મર ખાઈને નીચે પડતા ગુરુદેવને સ્વ-શરીરનો સત્વર આધાર આપી ભરદ્વાજ દુઃખિત હૃદયે આશ્રમના પ્રાણાધારને ધારણ કરી રહ્યો.

મૃત્યુની છેલ્લી પળ અનુભવી વાલ્મીકિએ પુનર્જીવન પ્રાપ્ત કર્યું. પોતાના શબ ઉપર ઊભા રહી એમણે સનાતન જીવન સાધ્યું. એમના અખિલ આત્માનું પુનઃ સર્જન થયું. એમનું નવ્ય જીવન ચારુસર્વાંગ બન્યું અને સોળે કળાએ પહોંચ્યું.

ધીમે ધીમે ઋષિવરે સ્વસ્થ થઈ ભરદ્વાજ સામે નજર કરી અને અપૂર્વ આશ્ચર્યમાં લીન બની બોલી ઊઠયાઃ "વત્સ! આ પરમ અદ્ભુત શું બન્યુ? કોઈ અગાધ અન્ધકારમાં હું સરી જતો હતો ત્યાંથી પ્રકાશમાં મને કોણ લાવ્યું? કોઈ ગહન શોક સમુદ્રને તળિયે હું બેઠો હતો ત્યાંથી કોણે મને બહાર કાઢયો? અને આ અપૂર્વ શોકમાંથી પ્રવર્તેલી મારા મુખમાંથી કેવી વિસ્મયકારક વાણી નીકળી! ભરદ્વાજ! 'ચાર પાદથી યુક્ત, સમાક્ષર અને વીણાના લય સાથે સંવાદી એવો એ શ્લોક અન્યથા જવો ન જોઈએ.'[1]

---

१ पाद बद्धोऽक्षरसमस्तन्त्रीलयसमन्वितः ।
शोकार्तस्यप्रवृत्तोमे श्लोकोभवतु नान्यथा ॥

बालकान्ड २, १८

ભરદ્વાજ :

'ભગવન્ ! આપના અક્ષરજીવનનો ઉત્પત્તિકાલ મે નજરોનજર નિરખ્યો છે. આપની અનિર્વાચ્ય અનુકમ્પામાથી અવતરેલો એ અપૂર્વ શ્લોક મેં જતન કરીને સ્મૃતિમા સંઘર્યો છે ગુરુદેવ ! આપ અત્યત શ્રાન્ત થયા છો કૃપાકરીને આ શીતલ છાયાતલે વિશ્રાતિ કરો '

વાલ્મીકિ :

'તાત ! ભગવતી તમસાના પુણ્યજલમા સ્નાન કરી હું અવશ્ય પ્રશાન્ત થઇશ.'

સ્નાનથી શીઘ્ર પરવારી મુનિવર બનેલી ઘટનાનું ચિન્તન કરતા શિષ્ય સહિત આશ્રમે પહોચી ગયા.

૬

# શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર

આશ્રમમા પ્રવેશ કરી થોડીવાર આરામ લઈ નિત્ય નિયમ અનુસાર શિષ્યવૃન્દ સમક્ષ વાલ્મીકિએ પ્રાચીન કથાઓનુ પારાયણ કર્યું પરતુ પેલા અકારણ વૈરીએ કરેલા નિર્દોષ ક્રૌન્ચના વધનુ શોકસ્મરણ અન્તરમા પ્રતિક્ષણ ચાલતું હતુ કથા સમાપ્ત કરી મુનિવર સરોવરના કાઠા ઉપર વિરાજતા વિવિધ વૃક્ષોની મધ્યમા આવેલી પર્ણકુટિમા ગયા અને એકાન્તમા ધ્યાનપરાયણ થઇને બેઠા

ઋષિવર્ગના હૃદયના અપૂર્વ ભાવને એમની મેધા તાલબદ્ધ વાણીમા મૂર્ત રૂપ આપવા મથતી હતી વસ્તુના મૂલમાથી પ્રવર્તેલા એ વિશિષ્ટ ભાવનુ સૂક્ષ્મ અન્વેષણ મુનિવર-માનસમા પ્રવર્તતુ હતું એ માનસિક ક્રિયામા, રૂઢ માન્યતાઓ, સત્યના સકુચિત વિચારો અને વિદ્યમાન શબ્દો,

નિપુણપરીક્ષણ અર્થે પ્રત્યક્ષ થતા ગયા. નવસર્જનની અનેક પ્રતિમાઓ વ્યક્ત થતી ગઈ પરંતુ પ્રચલિત અર્થવાળા શબ્દો સાથે નવીન આકૃતિઓના સંવિધાનનો મહાપ્રશ્ન ખડો થયો. અન્તરના ભાવના અનુભવને અનુરૂપ શબ્દોના પર્યાયો સર્જવાના રહ્યા. શબ્દોના અર્થોનું અતિક્રમણ કરવાનું રહ્યું. નવીન શબ્દપ્રયોગો રચવાના રહ્યા. શબ્દોનો અર્થવિસ્તાર કરવાનો રહ્યો. એમાં સંવાદ સર્જવાનો રહ્યો. અલંકારો દ્વારા લૌકિક શબ્દોમા અભિનવ પ્રાણનો સંચાર કરવાનો રહ્યો. રૂપકોની સર્ગશક્તિથી સત્યનાં વિવિધ સ્વરૂપોની અભિવ્યક્તિ કરવાની રહી. ગદ્યથી ભિન્ન એવી પદ્યાત્મક એક નવીન ભાષા જ શોધવાની રહી.

ભાવની અપૂર્વ એકતામાથી મહાકાવ્યનું બીજ જન્મ્યુ હતું; એના વિકાસ અર્થે શબ્દબ્રહ્મના અનુગ્રહની પ્રતીક્ષા જોવાતી હતી.

મુનિવર શોકના આવેગમાં આવી વારંવાર પેલો શ્લોક ઉચ્ચારતા ગયા અને ઊંડા કારુણ્યમાં ગળી ગયા.

નેત્રમાથી ચોધાર નીર વહી રહ્યાં.

卐

આ એકરસ અવસ્થામાં એકાએક શબ્દબ્રહ્મનો સાક્ષાત્ આવિર્ભાવ થયો. સર્વત્ર શબ્દનો પ્રકાશ ફેલાવતા વિશ્વવિધાયક બ્રહ્મા વાલ્મીકિના મનોનયન સમક્ષ આવીને ઊભા રહ્યા. મુનિવરના શોકનું આવરણ ખસેડતાં બ્રહ્મા બોલ્યા:

" ઋષે ! તમારા વિસ્મયકારક નવીન છંદનું અપૂર્વ સંગીત સાંભળીને સત્સાગરના અનન્તજળમાં યથેચ્છ વિલસતા સૌન્દર્યપદ્મનું પુરાતન અને પવિત્ર આસન ત્યજી હું તમારી સમીપ આવ્યો છું. તમારા જેવા અસાધારણ પ્રતિભાસંપન્ન પુરુષ આમ શોકપરાયણ થઇ રહે એ કેવું વિચિત્ર છે ! મુનિવર ! આ શું ! નયનમાં પ્રલયમહાસાગરનાં પૂર ઊભરાય છે ! જગદ્વન્દ્ય મહાત્મન્ ! આ શોકસંતપ્ત અવસ્થા મારું ધૈર્ય પણ મૂકાવે છે. ઋષિવર ! દુઃખી ન થાઓ ! એક પણ અશ્રુ ન પાડો. મહર્ષે ! દીર્ઘકાલથી નારદે તમારા ઉજ્જ્વલ જીવન પ્રત્યે મારામાં અપાર રસ ઊપજાવ્યો છે. મહામુને ! હૃદયના દુઃખનું પ્રકાશન કરો. સમાધાન અને સ્વાસ્થ્યનો ઉપાય હું અવશ્ય દર્શાવીશ. "

પરમ વિસ્મયમાંથી જાગૃત થઈ મુનિવર પદ્મયોનિને પગે પડ્યા અને સામે પડેલા મૃગચર્મ ઉપર વિરાજવા પિતામહને વિનંતિ કરી. પિતામહનું વિધિવત્ પૂજન કરી વાલ્મીકિ બોલ્યા :

" ભગવન્ ! આ પર્ણકુટિમાં પધારી આપે મારા ઉપર અપાર કરુણા કરી. દેવાધિદેવ ! આપ તો સર્વજ્ઞ છો. પ્રભો ! પેલા પાપી પારધીએ વૈરવૃત્તિથી હણેલા પ્રિયજન સાથે કલ્લોલતા ક્રૌન્ચની સતત સ્મૃતિ મારા મર્મને વીંધી નાંખે છે. દેવ ! પેલી અનાથ ક્રૌન્ચીના હૃદયવિદારક રુદનનું એક ક્ષણ પણ વિસ્મરણ થતું નથી. અખિલ વિશ્વના

અધિપતે! મૃત્યુ એ બ્રહ્માંડના મધુર સંગીતમાં વિચ્છેદ કરે છે એ શોકસ્મરણ નિરંતર સાલ્યા કરે છે."

બ્રહ્મા :

"મુનિવર! મૃત્યુ એ જીવનનું મહાફલ છે. મૃત્યુ ભવ્ય છે. આત્મામાં મૃત્યુ સમાન ચેતના કોઈ પણ વસ્તુ પ્રેરતી નથી. મૃત્યુ એ જીવનનો મુકુટ છે, જીવનનો મહોત્સવ છે. મૃત્યુની પેલીપાર અનન્તજીવનનો મહાસાગર ઘુઘવે છે. કોઈ ખોવાતું નથી, કોઇ નિઃશેષ નાશ પામતું નથી. દુઃખ અને શોકના અસ્થિર તરંગો ઉપર સમતાથી જે તરી શકે તે જ એ અનન્તતાનો ઉપભોગ કરી શકે છે.

વાલ્મીકિ :

"પિતામહ! પરમ અનુગ્રહ થયો. એક બીજું દુઃખ પણ મને અતિશય શોકાવિષ્ટ કરે છે. મારા આશ્રમને અણછાજતી એવી શાપયુક્ત વાણી મારા મુખમાંથી નીકળી ગઈ આ અકાર્ય મને અત્યંત ખૂંચે છે અને ગહન શોકમાં ડુબાવે છે."

મુક્તહાસ્ય કરતા બ્રહ્મદેવ બોલ્યાઃ

"મહર્ષે! મારી ઇચ્છાથી જ એ આર્ષવાણી પ્રવર્તી છે. તમે સનાતન સત્ય જ ઉચ્ચાર્યું છે. હિંસાની સાથે ઘોર શાપ સદૈવ જોડાયો છે. પ્રત્યેક હિંસક શાશ્વત જીવનના અધિકારમાંથી ભ્રષ્ટ થાય છે. જ્યાં સુધી એ હિંસા કરે છે. ત્યાં સુધી એ કદાપિ ઠરીને ઠામ બેસવાનો નથી. ઋષિવર! શોક સર્વથા ત્યજી દો.

શબ્દબ્રહ્મનો પરમ પ્રકાશ તમે પામ્યા છો, હવે નારદે સંભળાવેલું રામચન્દ્રનું અખિલ ચરિત ગાઓ."

વાલ્મીકિ :

"ભગવન્! આપની કૃપાથી મારું અન્તર નિઃશંક થયું છે. મારા ચિત્તમાં અપૂર્વ પ્રસન્નતા ઊભરાય છે. પિતામહ! આપની મંગલ આશિષ્ મસ્તક ઉપર ચઢાવું છું."

બ્રહ્મા :

આદિકવે! રામચન્દ્રની લોકરંજક કથાને કવિત્વની ઉત્કૃષ્ટ પ્રતિભાથી આલેખતી તમારી જગન્મોહક વાણી આ દુઃખી જગત્ આપ્તવાક્ય સમાન ગણશે. યુગે યુગે એ પુરાતન છતાં નિત્યનૂતન રહેશે અને અનન્ત આનન્દનું પ્રભવસ્થાન બનશે. ઋષે! તમારી અવિચલ વાણીમાં અગણિત પદાર્થો સનાતન જીવન જીવશે. સમસ્ત જગત્ હર્ષ અને શોકની સંયુક્ત લાગણીથી એ કલ્યાણકારી કથા વારંવાર સાંભળશે. મહર્ષે!

"यावत्स्थास्यन्ति गिरयः सरितश्च महीतले।
तावद्रामायणकथा लोकेषु प्रचरिष्यति ॥

જ્યાં સુધી આ પૃથ્વી ઉપર પર્વતો અને સરિતાઓ રહેશે ત્યાં સુધી રામચન્દ્રની કથા સકલ લોકમાં પ્રચાર પામશે.

ॐ

શબ્દો વિરામ પામ્યા અને પિતામહ નભશ્ચ અન્તરિક્ષમાં અન્તર્ધાન થઈ ગયા.

વાલ્મીકિના હૃદયપદ્મમાં વિધાતાની સનાતન પ્રતિમા વિલસી રહી.

卐

મહર્ષિના નવજીવનનું મહાનિર્માણ થયું હતું. એમાં નારદની ભવ્ય સ્મૃતિ અને બ્રહ્માની અદ્દ્ભુત શ્રુતિનો સુઘટિત સંયોગ થયો હતો.

૭

# નવસૃષ્ટિનું નિર્માણ

જીવન અને કલા, ઉભયનું મૂલ કારુણ્યમાં અન્તર્ગત છે એ ક્રૌન્ચવધના પ્રસંગમાંથી વાલ્મીકને પ્રતીત થયું. વિશ્વવ્યાપકજીવન પ્રત્યે અન્તરમાં અગાધ પ્રેમ ઊભરાયો. અનન્તતાની ભૂમિકામાં અસ્તિત્વનું દર્શન થયું. જીવનના અગણિત પદાર્થો વચ્ચે અવિચ્છિન્નતા દૃષ્ટિગોચર થઈ. પદાર્થ, પ્રાણી, મનુષ્ય, સર્વની શુદ્ધ ચૈતન્યમાં સ્થિતિ નિહાળી એ પ્રત્યેક દ્વારા સનાતન ચૈતન્યનું સ્ફુરણ પ્રત્યક્ષ થયું. સારુ ખોટું, શુભ અશુભ, પ્રિય અપ્રિય, આદિ ભેદમાત્ર ડૂબી ગયા. સર્વત્ર અભિન્ન આત્મતત્ત્વ સ્ફુરી રહ્યું.

શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર થતાં વેંત જ કલાએ એનું સત્ય સ્વરૂપ મુનિવર સમક્ષ પ્રકટ કર્યું. વસ્તુમાત્રને એણે મલિનતામાંથી મુક્ત કરી વિશુદ્ધ રૂપમાં દેખાડી. સત્યનું અવગુંઠન દૂર કરી એનું અલૌકિક મુખ એણે વ્યક્ત કર્યું.

પ્રત્યેક વસ્તુનું એણે અભિનવ દર્શન કરાવ્યુ પદાર્થમાત્રનો એના કૃત્સ્ન સ્વરુપમા એણે સાક્ષાત્કાર કરાવ્યો

卐

પિતામહનો આશીર્વાદ પ્રાપ્ત કરી પર્ણકુટિમા બેસી પરમ વિસ્મય પામતા મુનિવર પેલો શ્લોક વારવાર ઉચ્ચારતા ગયા

મહર્ષિના અન્તરમા અનવરત ભાવના ઊભરાતી હતી ઋષિવરે દૃઢ સકલ્પ કર્યો અને અપૂર્વ પ્રતિભાએ નવસર્જન આરભ્યુ

વાલ્મીકિના હૃદયનુ રસાતલ ફોડી કારુણ્યનો સનાતન સ્રોત ફૂટયો હતો એ મહાસ્રોતમાથી અગણિત ન્હાના મ્હોટા નિર્ઝરો પ્રકટ થઈ મહર્ષિની નિરતર વિસ્તરતી મનોભૂમિમા વહેતા હતા આ નાનાવિધ સ્રોત એકત્ર થઇ એક વિશાલ ગિરિનદી બની હતી કેટલીવાર ઊંડી ખીણો વચ્ચે થઇને અતિશય આવેગમા આવી એ વહેતી હતી અને કેટલીક વાર સપાટભૂમિ ઉપર શાન્ત સ્વસ્થ અને ધીર ગતિએ એ આગળ વધતી હતી કેટલીકવાર એની શાન્ત તરગમાલા ઉપર કાળા ભયાનક વાદળાની, ઉત્તુગ ગિરિશૃગોની, અને અતિકાય વૃક્ષોની રાક્ષસી પ્રતિમાઓ પ્રસરતી હતી અને કેટલીકવાર એની ઊછળતી ઊર્મિમાલા સૂર્યચન્દ્રના ભવ્ય અને સૌમ્ય તેજવિસ્તારમા ભભકથી ચમકતી હતી એના પ્રધાન પ્રવાહમા અનેક અ૫કાય ઝરણા ભળતા હતા અને અસખ્ય અવિરત ધોધ પડતા હતા માર્ગમા પર્વતો ફોડી, પાષાણુ ખડો તોડી, ગિરિકદરો વિદારી, ગાઢ જગલો વીંધી, ઘોર

નાદે ઘુઘવતી એ શૈલસરિતા જોશબધ આગળ ધસતી હતી. કોઇ કોઈ વાર એની આસપાસ મન્દ મન્દ વહેતા વાયુની લહરીઓ વાતી હતી તો કોઇ કોઈ વાર તોફાની પવનના સુસવાટાઓ સંભળાતા હતા.

ગિરિપ્રદેશ છોડી એ સ્રોતસ્વિની વિશાલ મેદાનોમાં વહેવા માંડી. એનો પટ વિસ્તરતો ગયો. એનો નિનાદ શાન્ત પણ કોમલ થયો, એની ગતિ મન્દ પણ સ્થિર થઈ. અનેક પદાર્થોને રસાર્દ્ર કરતી એ સમુદ્ર તરફ સ્થિરતાથી આગળ ચાલી. જોતજોતામાં એ જલનિધિમાં ભળી ગઇ.

મહર્ષિનું માનસ એક અપાર મહાસાગર સમાન ઘુઘવી રહ્યું. વિશ્વનું મહાપ્રસ્થાન એમના કલ્પનાનયન સમક્ષ ચાલી રહ્યું.

એ અનન્ત મહાસાગરના વિશાલ વક્ષ:સ્થલ ઉપર અગણિત અસ્પષ્ટ આકૃતિઓ ઊભરાવા માંડી. દેવો અસુરો, માનવો, વાનરો, રાક્ષસો, ઋષિઓ, સતીઓ, સિદ્ધો, શૂદ્રો, ગન્ધર્વો, યક્ષો, અપ્સરાઓ, રક્ષકો, પીડકો, હિંસકો આદિ અસંખ્ય પ્રતિમાઓ પ્રકટ થઈ અદર્શન પામતી ગઈ અને કેટલીક છૂટી છવાઈ પણ સ્પષ્ટ મૂર્તિઓ તરવરવા માંડી. સમુદ્રના શાન્ત સુકુમાર તરંગો ઉપર એક સુશોભિત નૌકામાં બેસીને વિશ્વામિત્ર જનક, અને રામ માનવતાના મંગલ ભાવિ તરફ પ્રયાણ કરતા દૂર દૂર અદૃશ્ય થતા હતા. એમની નૌકાની પાછળ પેલા ઝાંખા પડતા જન સમૂહના કેટલાક ઓળાઓ મન્દ ગતિએ અનુસરતા હતા અને અનન્તતામાં અન્તર્ધાન થતા હતા. એક અચલ ઉન્નત ખડક ઉપર,

વસિષ્ઠ ઋષ્યશૃંગ અને ભરદ્વાજ અને શરભંગ સુતીક્ષ્ણ અને અગસ્ત્યની બ્રહ્મતેજથી દીપતી તેજસ્વી પ્રતિમાઓ હાથ ઊંચા કરી શાસન અને સાવચેતી આપતી ઊભી હતી. એક બીજા ઉત્તુંગ અને ભયંકર ખડક ઉપર રાવણ, કુમ્ભકર્ણ અને મેઘનાદની વિકરાલ આકૃતિઓ, સ્થાવર જંગમ સર્વને એ ખડક સાથે અથડાવા આવાહન કરતી હતી. એ પ્રચંડકાય શિલાખંડની પાછળ એક અગાધ જળમાં ડૂબેલા ખરાબા ઉપર મારીચની માયાવી મૂર્તિ ખડી હતી. અનેક બૃહત્કાય જળચરો ઉપર બેસી ખર, દૂષણ અને ત્રિશિરસ્‌ની કુત્સિત મૂર્તિઓ વદન ફાડી અહિં તહિં દોડતી હતી. કોઈ કોઈ શાન્ત શીતલ ઊર્મિઓ ઉપર દશરથ, રોમપાદ અને જટાયુ, લક્ષ્મણ ભરત અને હનૂમાન, ગુહ સુગ્રીવ અને વિભીષણ, સુમન્ત્ર શત્રુઘ્ન અને સંપાતિની હિતકારી પ્રતિમાઓ વિલસતી હતી. એક અતિકાય ઉચ્છૃખલ મોજા ઉપર વાલિ ગદા ઉપાડી ઊભો હતો.

એટલામાં દૂરદૂર એક કુસુમિત દ્વીપ દૃષ્ટિગોચર થતો ગયો એનું મનોહર પુષ્પોદ્યાન સુવાસિત પુષ્પોથી મઘમઘતું હતું. એની મધ્યમાં ઉષાના રમણીય રંગોમાં ઉલ્લસતી, ત્રણ તેજોમયી સૌભાગ્યદેવીઓ—અરુન્ધતી, અનસૂયા અને સીતા સુકુમાર પુષ્પોની મનોહર માલાઓ ગૂંથતી બેઠી હતી. ઉપવનના પ્રધાન દ્વાર પાસે મધ્યાહ્ન સૂર્યના પ્રખર તાપથી સળગતી, તારા, મન્દોદરી અને ત્રિજટા, અશોક વૃક્ષની શીતલ છાયા નીચે દેહલતાને અને થાકેલા ચિત્તને આરામ આપતી સૂતી હતી. ઉદ્યાનના પાછલા ભાગમાં સન્ધ્યાના

શાન્ત તેજમાં વિરાજતાં કૌસલ્યા અને સુમિત્રા, શાન્તા સાથે વિશ્રમ્ભવાર્તાલાપ કરતા વિહરતાં હતાં. પુષ્પવનની એક બાજુએ જીવનની સન્ધ્યામાં ધીમે ધીમે શમી જતી શબરી, ઇષ્ટદેવના નૈવેદ્ય અર્થે પુષ્પો અને ફલો ઉલ્લાસમાં ચૂંટતી હતી. અને બીજી બાજુ, ઘોર રાત્રિના શ્યામ અન્ધકારમાં એક સૂકા વૃક્ષને અઢેલી કૈકેયી એકલી ઊભી હતી.

એ હરિયાળા બેટની સમીપમાં ઊછળતા ઉન્મત્ત તરંગો ઉપર તાટકા મન્થરા અને શૂર્પણખાની વિરૂપ પ્રતિમાઓ કોઈ કોઈવાર ડોકિયાં કરતી હતી.

卐

જોત જોતામાં સાગરનાં અગાધ જળમાં ભવ્ય ભરતી ચઢી અને આછી ઘેરી સર્વ પ્રતિમાઓ અદૃશ્ય થઈ. સર્વત્ર અનન્તતાનાં વારિ વિસ્તરી રહ્યાં. ફરી પાછું નવસર્જન મંડાયું. મહાસાગરની મધ્યમાં અનન્તની શય્યા ઉપર સૂતેલા વિષ્ણુના નાભિકમલમાં પ્રજાપતિની વિરાટ્ પ્રતિમા પ્રકટ થઈ અને દેવો અસુરો, સર્વેને ઉત્સંગમાં સંગ્રહી, સનાતન શાન્તિની નિશ્ચલ અવસ્થામાં, ચોદિશ ચારે મુખ ફેરવતી અમૃતધારા વર્ષાવતી વિલસી રહી. અસુરોનાં અસંખ્ય સમૂહોમાંથી કેટલીક ઉગ્ર ઉદ્ધત અને બલવાન પ્રતિમાઓ ઉપસી આવી. એમાં, અપાર દેહ બલથી ઉન્મત્ત, દશમુખી રાવણ, પિતામહની અમીદૃષ્ટિથી અધિક અવલિપ્ત બની, દેવો માનવો આદિ અનન્ત જીવસમૂહને રંજાડતો, અખિલ મહોદધિને ભીષણ ભુજબલથી વલોવવા લાગ્યો. સંત્રસ્ત જગતે

અનન્તતાને ચીરી નાખતી એક આર્ત અને કરુણ ચીસ પાડી પિતામહની શાન્ત સમાધિ અને ચિર તનકાલનુ મૌન તત્ક્ષણ છૂટી ગયા સનાતનતામા શબ્દબ્રહ્મનો નાદ ગાજી રહ્યો

"સર્વોત્કૃષ્ટ માનવતા એ જ અધમ રાક્ષસતાનો સહાર કરશે"

卐

જલનિધિનો ઘોર ઘુઘવાટ સુસવાટાભર વાતા પવનના વેગથી વધતો ગયો એની તરગમાલા ઉપર અપાર સંહાર અને સર્જન ચાલી રહ્યા અસંખ્ય દારુણ ઘટનાઓ, વિપ્લવો અને વેદનાઓ પ્રવર્તી રહ્યા અનેક સામ્રાજ્યોના ઉત્થાન અને પતન થયા કેટલાયે પ્રતાપી સમ્રાટોની આણ ફરી અને અસ્ત પામી અગણિત કાર્યોના અનેકવિધ પ્રવાહો એ વિસ્તીર્ણ વિશ્વપટ ઉપર વહી રહ્યા

૮

# સર્જનનો વિકાસ

વાલ્મીકિની કાવ્યસૃષ્ટિ દિનપ્રતિદિન અધિકાધિક ખીલતી હતી. મહોદધિનો અવિરત મર્મરધ્વનિ સ્મૃતિતટ ઉપર સતત સંભળાતો હતો. આશ્રમના નિત્યક્રમમાંથી મુનિવર સર્વથા નિવૃત્ત થયા હતા. હૃદયની નિગૂઢ ગુહામાં એ સ્વેચ્છાએ નિમગ્ન થતા હતા. પર્ણકુટિમાં કે પ્રકૃતિના ઉત્સંગમાં, ધ્યાનનિષ્ઠ અવસ્થામાં, એ અનેક પ્રતિમાઓ નિહાળતા હતા, અગણિત નાદો સાંભળતા હતા અને અસંખ્ય ભાવો અનુભવતા હતા. જીવનની વિવિધ શ્રેણિઓના અન્તરમાં પ્રવેશ કરી એનાં નાનાવિધ સ્વરૂપો અને ચેષ્ટાઓ પોતાના મનોદર્પણમાં એ પ્રતિબિમ્બિત કરતા હતા. એમના પ્રતિભામુકુરમાં, અનેક પાત્રોની સ્થિતિની, ગતિની, વાણીની, હાસ્યની, રુદનની, ક્રોધની, મદની, મોહની, માત્સર્યની, સ્નેહની, મૈત્રીની, એવી નાનાપ્રકારની વિશદ પ્રતિમાઓ પડતી હતી. શુદ્ધ અનાસક્તિથી ઋષિવર અનેક સંસ્કારો ઝીલી ચિત્તસ્થાનમાં મૂર્તિમન્ત કરતા હતા અને શ્લોકબદ્ધ વાણીમાં મનોહર રચનાઓ કરતા હતા.

મહર્ષિનું માનસ એટલું સચેતન બન્યુ હતું કે પ્રકૃતિના ચૈતન્યપૂરમાં વહેતા અગણિત પદાર્થોમાંથી અપૂર્વ પ્રેરણા પામી એ સત્વર નવવિધાન કરવામાં પરોવાતું. નીલવાદળાંની વિકરાલ આકૃતિઓમાંથી એ રાક્ષસોની પ્રતિમાઓ સર્જતું. મેઘમાળાની ઘેરી શ્યામતામાંથી એ માનવહૃદયની કાળાશ આલેખતું. મધ્યરાત્રિના ઘોર અન્ધકારમાં આકાશની શાન્ત જ્યોત્સ્ના પ્રકટ થતી અને મુનિવરની ચિત્તસૃષ્ટિમાં ઘોર દુઃખમાં પડેલું માનવજીવન શાન્ત સ્વસ્થ અને આનંદિત બનતું. વળી પાછા તોફાની પવનના સપાટાઓ વાતા અને પ્રકૃતિમાં અને મુનિવરની મનોભૂમિમાં ઘોર અન્ધકાર ફરી વળતો. કોઈ કોઇવાર ઝાકળની રત્નકણિકા જોઇને, જીવનની સુન્દરતા અને ક્ષણિકતા ઉભય, અન્તરમાં ઊંડી ઊતરતી. અભિનવ વસન્તની લીલીકુંજોમાં બ્હેકતાં નવપલ્લવો, જીવનની મનોહરતા અને સમૃદ્ધિની પ્રતીતિ કરાવતાં અને પાનખરમાં વૃક્ષનાં પીળાં અને જીર્ણ પર્ણો, જીવનની જીર્ણતા અને ક્ષીણતાનું સૂચન કરાવી જતાં. ચન્દ્રની મનોહર છવિ નિરખતા જ પુરાતન વૃક્ષોની જીર્ણ પ્રતિમાઓમાં સુધાસિંચન થતું અને મુનિવરમાનસમાં નરચન્દ્રને નિહાળી અગણિત સત્ત્વહીન જર્જરિત જીવોમાં નવજીવન ઉલ્લસતું. ઝરણાની સપાટી ઉપર ચળકતા ચન્દ્રનયન સાથે મહર્ષિનાં નયન દષ્ટોદષ્ટ મળી રમણીય નર્તન કરતાં અને અનેક મનોરંજક જનકથાઓ જન્મતી. ચન્દ્રના લલાટમાંથી ઝરતાં પ્રેમ અને મૈત્રીનાં અમૃતાંજન આંખમાં આંજી મુનિવર આન્તરસૃષ્ટિમાં ઊતારતા અને સનાતન પ્રતિમાઓ સર્જતા. તપોવનની

તૃણભૂમિ જોઇને પૃથ્વીના ઊંડા પડમાથી જૂનાં ગીતો જાગૃત થતાં અને તારાઓ પોપચાં ઊંચા કરતાં ત્યારે મધુરમોહક અપૂર્વ ગીતોની ઝડી વરસતી. હરિયાળાં અરણ્યોમાં લીલીછમ કુન્જો વિલસતી, મનોહર રંગો પ્રકટતા, અને ખીચોખીચ વનસ્પતિ વિકસતી અને મુનિવરની ભરપુર મન સૃષ્ટિ અનેક રંગે રગાઈ અદ્‌ભુત નવસર્જન કરતી. તપોવનની સંનિધિમાં વિરાજતા ગિરિરાજને આલિંગીને ઊભેલાં અગણિત ન્હાનાં મ્હોટાં વૃક્ષોમાં ભવ્ય પ્રજાશાસન પ્રવર્તતુ હતુ અને મહર્ષિની મનોભૂમિમાં વિલસના પ્રજારજક નરપતિના રાજ્યમાં પ્રજાજનો સંપૂર્ણ પ્રજાતન્ત્ર મ્હાણતાં હતાં. તારાઓ આકાશ સમુદ્રમા કમ્પતા કમ્પતા પણ ચમકતા હતા અને મહર્ષિની મન સૃષ્ટિમાના સર્જનોનાં હૃદય દુઃખ અને શોકમા ડૂબતા ડૂબતા પણ પ્રકાશતા હતાં. કોઇવાર પૂર્ણચન્દ્રનુ પ્રસન્ન જ્યોતિર્બિમ્બ પશ્ચિમ મહાસાગરની પેલેપાર અદૃશ્ય થતુ ત્યારે તો ઋષિવરનુ હૃદય સમસ્તજગતને ઉજાળનાર મહાન જ્યોતિર્ધરને જાણે ખોઈ બેઠુ એમ પરમ શૂન્ય બની જતુ ! ફરી એકવાર આત્માના ઊંડાણમાં વિરાજતી અમર આશા એકાએક ઉલ્લસતી અને ચિત્તની પ્રસન્નતા પુનઃ પ્રાપ્ત થતી.

卐

પદાર્થમાત્રમાં અન્તર્ગત સંગીત મુનિવરના આત્મામાં ઊતર્યું હતુ. વિશ્વના મહામાનસમાં કવિમાનસ ભળ્યું હતુ. વાલ્મીકિ શૂન્યવત્ થયા હતા. એમનો અશરીરી આત્મા માનસસરોવરમાં હસ પેઠે વિહરતો હતો, મહાકાય મીનની

પેઠે મહાસાગરના મહાપૂરને વીંઝતો હતો, ગરુડની ગગનભેદી દષ્ટિથી જગતને જોતો હતો અને ચંડોળ પક્ષીની ત્વરિત ગતિએ હવામા તરતો હતો

卐

એક રમણીય સાંઝે મહર્ષિ તમસાના કાંઠા પરની તરુરાજિમા એકલા ફરતા હતા વનભૂમિના વિસ્તીર્ણપટ ઉપર લીલા ઘાસની મનોહર ચાદર વિસ્તરી હતી રંગ બેરંગી રમતિયાળ વાદળીઓ વિવિધ વૃક્ષોની શિખાઓ ઉપર આકાશમા તરતી હતી પવનના સુસવાટાઓ વેણુ વનમા થઈને ફૂંકાતા હતા અને ભવ્ય સંનાદ સર્જતા હતા રાની પશુઓ, દિવસના ક્રમમાથી પરવારી કઠોર ગુહાઓમા ભરાતા હતા હવામા તરતા તરતા પક્ષીઓ પાખો ફફડાવતા વૃક્ષોની ડાળીઓ ઉપર બાંધેલા માળામા પાછા ફરતા હતા સોનેરી પાખો પ્રસારતા પતંગિયા પુષ્પોની આસપાસ ઊડતા હતા અને તમરાઓ અદૃષ્ટ રહીને તારસ્વરે અવાજ કરતા હતા

પૂર્વપરિચિતસ્થાનને નિહાળતા જ વાલ્મીકિને ક્રૌન્ચવધની ઘોર સ્મૃતિ સ્ફુરી આવી અને મુનિવરની સૂક્ષ્મ પ્રતિભા એકાએક ઉદ્દીપ્ત થઇ અનાથ પખીઓ અને વિનીત પ્રાણીઓના હૃદયવેધક આર્તનાદો સર્વત્ર મળળાના માડયા હિંસ્ર પશુઓની ઘોર ચીસો ચોપાસ શ્રવણગોચર થઇ સસ્કૃતિના શત્રુઓ અને પ્રજાપીડકોના જુલ્મ અને નિષ્ઠુર શાસનથી ત્રાસેલા જગતનુ દીન અને કરુણ ક્રન્દન

કાને પડયુ. માનવહૃદયની નિષ્ઠુરતા પાસે હિંસ્ર પશુઓની ક્રૂરતા પણ તુચ્છ લાગી. પ્રાણીજગતની અનાથતા એના મૂળરૂપમાં પ્રત્યક્ષ થઇ. અંગેઅંગમાં અનુકમ્પા ઝરવા માંડી અને નવસર્જન મડાયું.

કારુણ્યનો અપાર અને અગાધ સાગર અધિકાધિક વિસ્તરતો ગયો અને એની ગહનતા વધતી ગઈ. ઋષિવરના આર્ષનયન સમક્ષ ક્રૌન્ચ અને નિષાદની કરણ અને ક્રૂર પ્રતિમાઓ તરવરવા માંડી. જોતજોતામા તમસાનો પાતળો પ્રવાહ સરયૂના શાન્ત અને ગહન નીરમાં પરિણામ પામતો ગયો. વાલ્મીકિતપોવન અયોધ્યાનગરના નિકટવર્તિ અરણ્યની આકૃતિમાં પટલાઈ ગયુ. વૃક્ષ ઉપર વિલસતા ઉલ્લાસી ક્રૌન્ચમાંથી જટાવલ્કલધારી સંયમી શ્રવણની તપોમૂર્તિ પ્રગટ થઈ. રૌદ્રકરાલ નિષાદની શ્યામમૂર્તિને સ્થાને સૌમ્યસુન્દર રાજર્ષિ દશરથની મનોહર છવિ વિલસી રહી.

આજ ક્ષુદ્રકાય ક્રૌન્ચનો નહિ પણ મહાકાય વારણનો વધ કરવાનો હતો. હિંસક, અધમ અનાર્ય નિષાદ નહિ પણ યશોધન આર્ય દશરથ હતો.

વર્ષાની મંમોહક રાત્રિ હતી. શાન્તતેજે ચમકતુ ચન્દ્રનુ જ્યોતિર્બિમ્બ ધીમે ધીમે મ્લાન અને નિસ્તેજ બની ઘેરાતા વાદળાંની પાછળ અદર્શન પામતુ હતું યુવાન અયોધ્યાનાથ દશરથ હાથમાં ધનુષ્બાણ લઇને વ્યાયામ અર્થે સરયૂતીરે નીકળ્યો હતો. યુદ્ધનો જુસ્સો જાળવવાનો એનો

આશય હતો. કોઇ મહિષ કે હાથી જેવા જંગલી પશુને હણવાનો એનો મનોરથ હતો. એક વૃક્ષની ઓથે રહીને અયોધ્યાપતિ ઊભો હતો. રાજર્ષિના હૃદયમાં અને બહાર ઘોર અન્ધકાર છવાયો હતો. ઇન્દ્રિયોપરનો સંયમ સરી ગયો હતો. હૃદયના ઊંડા પડમાં છૂપાએલી રુધિરની લોલુપતા એકાએક આવિર્ભાવ પામી હતી. એટલામાં સરિતાના જળમાં જળકુમ્ભ ભરાતો હોય એવો ઘર્ઘર અવાજ થયો. ચિત્તમાં ચિરકાલ વસેલા વન્યગજનો ઘોષ હશે એમ ધારી દશરથે ઓઠ બીડયા અને કાલકરાલ બની શબ્દવેધી બાણ છોડયું તત્કાલ 'અરેરે' એવી મનુષ્યની કારમી ચીસ રાત્રિની શાન્ત અને ભયાનક વિજનતાને ચીરી નાંખતી સંભળાઈઃ

'મારા જેવા નિર્વૈર તપસ્વીને હણવાનું શું પ્રયોજન હશે! મેં કોઇનો દ્રોહ કર્યો નથી. મારા મૃત્યુનો મને શોક નથી. પણ હાય! મારાં અનાથ અન્ધ માતાપિતાનું શું થશે! એ અન્ધની હું એક જ આંખ હતો, એ અનાથનો હું એકલો આધાર હતો. મારા વિના એ બિચારાં ઝુરીઝુરીને મરશે.'

કરુણ શબ્દોમાં કકળતો ઋષિકુમાર શ્રવણ, હૃદયના મર્મને વિદારતા શરને બે હાથે પકડીને ઘોર વેદનામાં તરફડતો ભૂમિ ઉપર પડયો. એની જટા વીખરાઈ ગઈ, એનો ઘડો ઢોળાઈ ગયો, એનું શરીર લોહીથી તરબોળ થઈ ગયું.

શ્રવણનું મનોવેધક આક્રન્દ સાંભળીને અત્યંત દીન અને દુઃખિત થતો દશરથ એની સમીપ ગયો અને મૃત્યુની

મહાવ્યથામાં આળોટતા તપસ્વીની દુઃખદ અવસ્થા નિહાળીને જડવત્ નિશ્ચેષ્ટ બની ગયો.

સંત્રસ્ત અને અસ્વસ્થ બનેલા તપસ્વીએ તપતેજથી દશરથને જાણે બાળીને ખાખ કરી નાંખતી હોય એવી દૃષ્ટિએ નિહાળ્યો અને કમ્પતા સ્વરે કહ્યુ

'રાજન્ ! મેં તારુ શુ અહિત કર્યું છે ? મારાં અન્ધ તૃષાપીડિત માતાપિતા માટે જળ લેવા હુ નદી તટે આવ્યો હતો એ બિચારાં મારી વાટ જોતાં હશે ! અરેરે ! મારી અંતિમ દશા એમને કોણ કહેશે ? ( ક્ષણવાર અટકીને ) રાજન્ ! તું સત્વર જઈ ને પેલા આશ્રમમા બેઠેલા મનેને આ વૃત્તાન્ત જણાવી દે. એ તૃષાર્ત અને શોકાર્ત હૈયાને શાન્ત કરી એનુ પ્રસાદન કરજે. રખેને એ ક્રોધમાં આવી તને શાપ આપે. પણ–પણ–જતા પહેલા મારા હૃદયને શારી નાખતુ આ શલ્ય ખેચી કાઢ એટલે મારા પ્રાણ છૂટી જાય "

દશરથે શોકસંતપ્ત હૈયે શ્રવણનો હૃદયશલ્ય ખેચ્યો અને ઋષિકુમાર દારુણદુઃખ અનુભવતો, ચીસો પડતો, કરમાતો, અનન્તતામાં ડૂબી ગયો

卐

ઘોર અજ્ઞાનથી કરેલા મહાનઅપરાધથી પરમ વ્યાકુલ બનેલો દશરથ હાથમા જળપાત્ર લઈ અન્ધ યુગલ પાસે આશ્રમમાં ગયો અને સર્વ કરુણ ઘટના કહી સંભળાવી. માતાપિતાને મહાન વજ્રાઘાત થયો. સહસા વાલ્મીકિનાં

નેત્ર સમક્ષ પેલી અનાથ ક્રૌન્ચી જાણે મુનિપત્ની રૂપે છાતીફાટ રુદન કરતી કરુણ વિલાપ કરી રહી ! અને શોક-સ્તબ્ધ અન્ધમુનિના રૂપમા ક્રાન્તદર્શી મહાકવિએ પોતાની પ્રતિમા પ્રત્યક્ષ કરી !

પુત્રશોકના પ્રચડવેગમા ઊછળતી શાપસંયુક્ત વાણી વદી શ્રવણના માતાપિતાએ પ્રાણ કાઢી નાખ્યાં.

"રાજન્ ! પુત્ર શોકના સંતાપથી તુ પણ અમારી પેઠે બળગી જજે." એ ઘોર શાપના શબ્દો હવામા અને દશરથના હૃદયદેશમા કોતરાઈ રહ્યા.

ત્રણે શબને ચિતા ઉપર ચઢાવી આગ્નદાહ દઈ દારુણ અન્તર્દાહ અનુભવતો રાજર્ષિ રાજભવનમા શૂન્યચિત્તે પાછો ફર્યો.

卐

વાલ્મીકિના મનોનયન સમક્ષ મહાકાલે પળવારમા એક વિશાલ પગલુ ભર્યું અને કૈકેયીના શયનખડમા પુત્ર-શોકથી પીડાતો દશરથ, શ્રવણવધની ઘોર ઘટના કૌસલ્યાને સભળાવતો, 'રામ' નામને પ્રત્યેક શ્વાસે પોકારતો, ભીષણ વેદનામા શય્યામા આળોટતો, મધ્યરાત્રે મુનિનો શાપ ફલિતાર્થ કરતો, દીપકની પેઠે નિર્વાણ પામતો, દષ્ટિગોચર થયો.

卐

નિષાદ અને દશરથ, ઉભયની અકારણ અને અજ્ઞાન-જન્ય હિંસાની સૂક્ષ્મ સમીક્ષા કરતા મુનિવર, મોડી રાત્રે આશ્રમની પર્ણકુટિમા પહોચ્યા.

પરંતુ મુનિવરના અન્તરમાં આજ અનુતાપ પ્રકટયો હતો. નિષાદને આપેલો ઘોર શાપ હૃદયમાં ખૂબ ખટકતો હતો. આ અનુતપ્ત અવસ્થામાં એક જૂનું સ્મરણ ચિત્તમાં સ્ફુરી આવ્યું. મહર્ષિએ આશ્રમની નવીન સ્થાપના કરી હતી. તપોવનની શાન્તિમાં, આશ્રમની યજ્ઞક્રિયામાં, અને નિત્યના સ્વસ્થ જીવનમાં નિષાદોના ટોળાએ નાનાવિધ વિઘ્નો કરતા અને પરમ ધૈર્ય રાખી મહર્ષિ એ સર્વ મૂગે મોઢે સહન કરતા. એકવાર અત્યંત ઉદ્વિગ્ન બની આ જ પર્ણકુટિમાં પરમ જુગુપ્સાપૂર્વક નિષાદવધના દારુણ માનસિક ઉપાયો મુનિવરે યોજ્યા હતા.

નિષાદ પ્રત્યે અન્તરના ઊંડાણમાં વસેલા તિરસ્કારથી પેલો શાપ નીકળી ગયો હશે એ મર્મવેધક શંકા મુનિવરના ચિત્તમાં એકાએક જાગૃત થઈ અને અપાર કરુણા ઝરતા માડી નિષાદનું મહાલાંછણ મટાડવાનો આજ દૃઢ નિશ્ચય થયો. અને નિષાદમાંથી નિષાદપતિ ગુહની સ્નેહ અને દયાથી ઊભરાતી સૌમ્ય પ્રતિમા મહર્ષિની મનોભૂમિમાં પ્રકટ થઈ. રામના આત્મસખા નિષાદરાજને સમસ્ત જ્ઞાતિજન સમેત વનવાસ સીધાવતા, રામચન્દ્રને સત્કારતા અને ભરત સમાન ભક્તિભાવથી ગાઢ આલિંગન આપતા નિરખીને મહર્ષિના નયન ઠર્યા અને અન્તરમાં અપૂર્વ પ્રસન્નતા વ્યાપી રહી.

આનન્દસાગરમાં ડૂબતા ડૂબતા ઋષિવર શાન્તચિત્તે નિદ્રાધીન થઈ ગયા.

મહાકવિના મનોમહાસાગરમાં અપાર ભરતીઓટ થતા હતા. વનસ્પતિ, પ્રાણી અને માનવજીવનનાં અગણિત મર્મો પ્રકટ કરતા એના તરંગો અધરોત્તર પ્રવાહમાં વહેતા હતા. અનેકવિધ જીવન અદ્‌ભુત શાન્તિમાં જન્મતું, વિકસતું, અને જીર્ણ બની આથમી જતું. કેટલીકવાર જીવન, પરસ્પર કલહ કે દ્વેષ અર્થે નહિ, સ્વસત્તાની અમર્યાદ સ્થાપના અર્થે નહિ, પરતુ અન્યોન્ય મધુર સમાગમ અર્થે, સુખદુઃખનાં રહસ્યોના પ્રકાશન અર્થે, સત્ય અને સૌન્દર્યના અન્વેષણ અર્થે, અને પરમ તિતિક્ષા અર્થે, જલનિધિના અગાધ ઊંડાણમાંથી જન્મતુ, અને જન્મી, વિલસી એ જ મહાગર્ભમાં સમાઈ જતું. કેટલીકવાર સમુદ્રની સપાટી ઉપર સંહારના ઝંઝાવાતો વાતા, શસ્ત્રો ચમકતાં, અસ્ત્રો ઊછળતાં, કૃપાણો અથડાતી, રુધિરની સરિતાઓ વહેતી, ભયાનક મન્થનો થતાં, પ્રચંડ શક્તિઓ પ્રકટતી અને ધીમે ધીમે એ સર્વ અદૃશ્ય થઈ જતાં. કોઈ કોઈવાર અપાર સમુદ્રમાં અનન્ત આકાશ પ્રતિબિમ્બિત થતું અને ચન્દ્રિકાનું શાન્ત અને મધુર તેજ સર્વત્ર વિસ્તરતું તો કોઈ કોઈવાર સૂર્ય-કિરણોની મનોહર લીલા મંડાતી અને અલૌકિક દિવ્યતાનું દર્શન કરાવી તિરોધાન પામતી.

卐

પ્રતિક્ષણ પરિવર્તન પામતા જગતનું ભવ્ય દૃશ્ય નિહાળીને કવિપ્રતિભા એકતા શોધતી હતી. કવિવરની

૯

# બ્રહ્મ અને ક્ષત્ર

## ( ૧ )

પ્રાણી જગત્ અને નિકૃષ્ટ ગણાતી નિષાદ જાતિ પ્રત્યે ઊંડી અનુકમ્પા અક્ષરદેહમાં ઊતારી વસિષ્ઠ અને વિશ્વામિત્રનો પુરાતન પ્રશ્ન ઉકેલવા વાલ્મીકિ તત્પર થયા. દીર્ઘકાલથી છૂટી પડેલી એ તેજસ્વી વિભૂતિઓને એક બીજાની નિકટ લાવી પરસ્પર સૌહાર્દ સ્થાપવા મુનિવર કટિબદ્ધ થયા. બ્રહ્મ અને ક્ષત્રનો અને પ્રાચીન અને નવીનનો ચિરંતન વિરોધ એના સૂક્ષ્મ રૂપમાં મહર્ષિના માનસમાં પ્રકટ થયો. પુરાતનતામાં પથરાએલા આર્યસંસ્કૃતિના બીજ રોપનાર બ્રહ્મર્ષિઓનાં અને એ સંસ્કૃતિના બીજના સંરક્ષક અને પ્રચારક રાજર્ષિઓનાં ભવ્ય ચિત્રો મહાકવિનાં નેત્ર સમક્ષ ખડા થવા માંડયાં. સમસ્ત પ્રશ્નના સમકાલીન અને સર્વકાલીન, ઉભય બલોને, વસિષ્ઠની સંયમ અને શાન્તિની અને વિશ્વામિત્રની સ્વાતન્ત્ર્ય અને સત્તાની પ્રતિમાઓમાં સંકલિત કરી, કવીન્દ્રે નવસર્જન માંડયું.

બ્રહ્માના મુખમાંથી બ્રાહ્મણ અને બાહુમાંથી ક્ષત્રિય ઉત્પન્ન થઈ પોતપોતાની વિશિષ્ટતા ચિરકાલ વિકસાવી વેદના મન્ત્રદ્રષ્ટાઓ વસિષ્ઠ અને **વિશ્વામિત્ર** રૂપે હિમાલયના ઉન્નત ગિરિશૃંગ ઉપરથી મનોહર ગાન ગાતા ગાતા ભૂમિ ઉપર ઊતરતા વાલ્મીકિના આર્યનેત્ર સમક્ષ પ્રત્યક્ષ થયા

અદ્ભુત શક્તિસંપન્ન ઉભય મહાત્માઓ કાલગંગાના અનન્ત વહેણમાં વહેતા હતા વસિષ્ઠે પોતાના હૃદયમાં અને જગતમાં જ્ઞાનતેજથી શાન્તિનું સામ્રાજ્ય સ્થાપવાની ચિરકાલ આરાધના કરી **વિશ્વામિત્રે** અમાપ સત્તા અને પ્રતાપ પ્રાપ્ત કરી જનતાના કલ્યાણ અર્થે એકછત્ર રાજસત્તા સ્થાપવા દિગ્વિજય આદર્યો

卐

અનેક વર્ષો પછી એકવાર અપાર ચતુરંગ સેના સમેત **વિશ્વામિત્ર** પૃથ્વી ઉપર ફરતા ફરતા વસિષ્ઠના આશ્રમ સમીપ આવી પહોંચ્યા નાનાપ્રકારના પુષ્પો, લતાઓ, અને વૃક્ષોની મધ્યમાં બ્રહ્મર્ષિનો મનોહર આશ્રમ આવેલો હતો એમાં વિવિધ પ્રકારના પશુપક્ષીઓ કલ્લોલતા હતા સિદ્ધો ચારણો, દેવો, દાનવો ગન્ધર્વો બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ, અગ્નિહોત્રીઓ, જલવાયુ અને પર્ણભક્ષી તપસ્વીઓ, અને વૈખાનસો આદિ વિવિધ વ્યક્તિઓથી એ દિવ્યાશ્રમ અત્યંત દીપતો હતો

વસિષ્ઠને જોતાવેંતજ **વિશ્વામિત્રે** બ્રહ્મર્ષિને વિનયપૂર્વક નમન કર્યાં વસિષ્ઠે રાજર્ષિનું ભાવભીનું સ્વાગત કર્યું અને

રાજ્ય પ્રજા અને ગૃહ વિષે કૌશલ પૂછ્યું. બંને વચ્ચે મધુર વાર્તાલાપ થયો. અતિશય પ્રસન્ન થઈ વિશ્વામિત્રની સકલ સેનાનું આતિથ્ય કરવાની અભિલાષા વસિષ્ઠે વ્યક્ત કરી. બ્રહ્મર્ષિના પરમ આગ્રહને વશ થઈ રાજર્ષિએ નિમન્ત્રણ સ્વીકાર્યું.

તત્કાલ વસિષ્ઠે કામધેનુને પોતાની સમીપ બોલાવી. શબલાએ નાનાવિધ સ્વાદિષ્ટ ભોજન તૈયાર કરી રાજર્ષિના સમસ્ત સૈન્યને સંતૃપ્ત કર્યું. કામધેનુની અલૌકિક શક્તિથી ચકિત બની વિશ્વામિત્રે જતી વેળા વસિષ્ઠ પાસે એ ચિંતામણિની માગણી કરી. 'શબલા જ મારી સનાતન કીર્તિ છે, મારું જીવનસર્વસ્વ છે, એનો ત્યાગ કદાપિ કરી શકું તેમ નથી' એ વસિષ્ઠનાં વચન સાંભળી કોટિ ગાયો અને અનન્ત દ્રવ્ય બદલામાં આપવાનું વિશ્વામિત્રે કહ્યું.

'વિશ્વનું સર્વોત્તમ ધન શબલામાં જ અન્તર્ગત છે; એનો ત્યાગ સર્વથા અશક્ય છે' એમ દૃઢતાથી વસિષ્ઠે વિશ્વામિત્રને ઉત્તર વાળ્યો.

બ્રહ્મર્ષિનો ધ્રુવ સંકલ્પ સાંભળી વિશ્વામિત્રના રોમેરોમે ક્રોધાગ્નિ સળગી રહ્યો. શબલાને બલાત્કારે હરી લેવા રાજન્યે ખેંચવા માંડી. દુઃખિત અને દીન સુરભિનાં નયનમાંથી અશ્રુધારા વહી રહી અને મુખમાંથી દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ નીકળવા માંડ્યા.

મહર્ષિ વસિષ્ઠની ચિરકાલ પરિચારિકા રહી 'એક-

નિષ્ઠાથી એની યથેચ્છ સેવા કરી તથાપિ એ મારો પરિત્યાગ કરે છે એમ અન્તરમાં વિચારી કામધેનુ અત્યંત શોકપરાયણ થઈ. દુઃખના આવેગમાં આવી વિશ્વામિત્રનુ બન્ધન છોડી છલગ મારી વાયુવેગે વસિષ્ઠના ચરણમાં એ આળોટી પડી અને મુક્તકંઠે રુદન કરતી દીન વાણી વદી.–

"બ્રહ્મર્ષે! મેં આપનો શો અપરાધ કર્યો છે કે આ રાજભટો મને હરી જાય છે!"

શોકના સંતાપથી પ્રજળતી શબલાને સમાશ્વાસન આપતાં વસિષ્ઠે કહ્યુઃ

"શબલે! તેં મારો લેશ પણ અપરાધ કર્યો નથી આ ક્ષાત્રબલથી ઉન્મત્ત રાજા તને હરી જાય છે. એની અનેક અક્ષૌહિણી સેના વડે એ અધિક બલવાન બન્યો છે. શમપ્રધાન બ્રાહ્મણધર્મે મારાથી ત્યજી શકાય તેમ નથી. વળી એ રાજશરીર તપોબલ વડે પણ અવધ્ય છે"

શબલા વિનયપ્રચુર પણ વીર વાણી બોલીઃ

"મહાત્મન્! સાચું બલ બ્રહ્મબલ છે, ક્ષાત્રબલથી એ સદૈવ ચઢિયાતું છે. બ્રહ્મર્ષે! આપના અમાપ તપોબલ સમક્ષ ક્ષાત્રતેજનો મહિમા અવશ્ય ઝાંખો પડશે. આપના મન્ત્રબલથી સંપુષ્ટ બનેલી મને આપ સત્વર આજ્ઞા આપો એ દુરાત્મા વિશ્વામિત્રનો દર્પ હું પળવારમાં ઊતારી નાંખુ"

વસિષ્ઠની સંમતિ મળતાં વેંત જ શબલાએ પ્રચંડ હુંકાર કર્યો અને એના અંગેઅંગમાંથી 'વેર–વેર' એમ પોકારતી

વિનાશની પ્રચંડ શક્તિઓ પ્રકટ થઈ. વસિષ્ઠ અહિંસક રહ્યા પરંતુ પહ્લવ શક યવન કામ્બોજ બર્બર અને કિરાત આદિ અગણિત અનાર્ય સેના ઉત્પન્ન થઈ અને વિશ્વામિત્રના અપાર સૈન્યનો એણે જોરથી સંહાર આદર્યો. મ્લેચ્છ સેનાથી અભિભૂત થએલા વિશ્વામિત્ર પરમ વિસ્મય પામી અગ્નિ સમાન અનેક તેજસ્વી અસ્ત્રો છોડયાં અને સમસ્ત સૈન્યને ભસ્મસાત્ કર્યું. પરતુ મ્લેચ્છ દલ ક્ષણેક્ષણે દ્વિગુણિત બનતું ગયું અને વિશ્વામિત્રનું સકલ સૈન્ય થોડીવારમાં નાશ પામ્યુ. સેનાને નાશ પામતી નિહાળી વિશ્વામિત્રના સો પુત્રો ક્રોધાવિષ્ટ બની વસિષ્ઠનો વધ કરવા દોડયા. વસિષ્ઠે મન્ત્રબલથી એ શતપુત્રનો વિનાશ કર્યો. પુત્ર સહિત સમસ્ત સૈન્યનો સંહાર જોઇને વિશ્વામિત્ર પરમ વિષાદ પામ્યા. એમનું ક્ષાત્ર તેજ નષ્ટ થયું; એમનો ઉત્સાહ હણાઇ ગયો. અવશિષ્ટ રહેલા એક પુત્રને રાજ્યભાર સોંપી એ મહાત્મા મહાદેવના પ્રસાદન અર્થે હિમાલયમાં ઉગ્ર તપશ્ચર્યા સેવી રહ્યા.

વિશ્વામિત્રની ચિરતન તપસ્યાથી પ્રસન્ન થઇને મહાદેવે એમની ઇચ્છાનુસાર સાંગોપાંગ ઉપનિષદ્ અને ધનુર્વેદનું રહસ્યજ્ઞાન આપ્યુ.

આ અભિનવ શક્તિથી વિશ્વામિત્રનો અવલેપ વધતો ગયો. વસિષ્ઠતપોવનમાં પ્રવેશ કરી અગણિત તેજસ્વી અસ્ત્રો ફેંકી વિશ્વામિત્ર એને બાળવા માંડયુ ભયભીત બનેલા હજારો મુનિઓ વિવિધ દિશાઓમા નાસવા લાગ્યા. ક્ષણવારમા આશ્રમભૂમિ નિર્જન બની. અપાર પરિશ્રમથી

ગેવર્ધિત આશ્રમનો એકાએક વિનાશ નિહાળી વસિષ્ઠનો ક્રોધ સળગી ઊઠયો અને કાલદંડ સમાન બ્રહ્મદંડ ઉપાડીને વિશ્વામિત્રો પડકાર કર્યો

અરે દુરાચારી ક્ષાત્રબન્ધો! ઊભો રહે! તારા શસ્ત્રાસ્ત્રનુ અભિમાન હમણા જ ઊતારુ છુ મારુ બ્રહ્મબલ જોઇ લે!"

વિશ્વામિત્રે વિવિધ અસ્ત્રો ફેંકયા પરતુ વસિષ્ઠ એ સર્વ ગળી ગયા છેવટે અખિલ જગતને ભયભીત કરતુ બ્રહ્માસ્ત્ર વિશ્વામિત્રે છોડયુ અને વસિષ્ઠે એ ગળવા માડયુ બ્રહ્મર્ષિનુ ત્રિભુવનમોહન અગ્નિ સમાન ઉગ્ર અને ભયકર રૂપ જોઇને મુનિગણોએ બ્રહ્મતેજ શમાવવા વસિષ્ઠને વિનતિ કરી વસિષ્ઠ શાન્ત થયા અને વિશ્વામિત્ર તેજોહીન બન્યા પરાભવ પામી નિ શ્વાસ નાખતા વિશ્વામિત્ર બોલી ઊઠયા

'धिग्वल क्षत्रियवल ब्रह्मतेजो वलवलम्'

ક્ષાત્રબલની નિન્દા કરતા વિશ્વામિત્રે બ્રહ્મત્વની પ્રાપ્તિ અર્થે સ્વસ્થ ચિત્તે તપસ્યા આદરવાનો સકલ્પ કર્યો

卐

ત્યારપછી તપસ્વી વિશ્વામિત્રે પત્ની સહિત દક્ષિણ દિશા તરફ પ્રયાણ કર્યું અને ફલમૂલાદિનુ ભક્ષણ કરી ઘોર તપશ્ચર્યા માડી જતે દહાડે હવિષ્પન્દ મધુષ્પન્દ આદિ એમને પુત્રો થયા અનેક વર્ષો વીત્યા બાદ પિતામહ બ્રહ્મા પ્રકટ થયા અને 'રાજર્ષિ'નુ પદ આપી અન્તર્ધાન થઈ ગયા.

ઉગ્ર તપસ્યાને અન્તે અવગણના થવાથી વિશ્વામિત્રને કષ્ટ થયુ અને ફરી બીજી તપ આદર્યું. દરમિયાન ઇક્ષ્વાકુ-વંશના અયોધ્યાના ત્રિશંકુરાજાને યજ્ઞબલથી સદેહે સ્વર્ગે જવાની અભિલાષા થઈ. કુલગુરુ વસિષ્ઠે અશક્ય ગણી એ ઇચ્છાનો અનાદર કર્યો. ત્રિશંકુ દક્ષિણ દિશામાં તપતપતા દીર્ઘતપમ આદિ વસિષ્ઠના શતપુત્રો પાસે ગયો અને ગુરુ-પુત્રોને પ્રણામ કરી યજ્ઞ કરાવવા વિજ્ઞપ્તિ કરી.

વસિષ્ઠની આજ્ઞાનું અતિક્રમણ કરનાર ત્રિશંકુની બાલિશતાનો ઉપહાસ કરી ગુરુપુત્રોએ રાજાને અયોધ્યા પાછા જવા સલાહ આપી.

વસિષ્ઠ પુત્રોનાં અયુક્ત વચન સાંભળી અન્ય પુરોહિત પાસે જવાનો ત્રિશંકુએ નિશ્ચય પ્રકટ કર્યો. ઋષિપુત્રોએ ભયંકર શાપ આપી રાજાને ચંડાલપણું પ્રાપ્ત કરાવ્યું.

ત્રિશંકુનું કાન્ત અને મનોહર શરીર મલિન અને ભયાનક ચાંડાલના દેહમાં રૂપાન્તર પામ્યું. એની વિરૂપ અને વિકરાલ આકૃતિ જોઈને મન્ત્રીઓ અને પુરજનોએ એનો પરિત્યાગ કર્યો. અન્તરના અપાર તાપથી બળતો ત્રિશંકુ મહાતપસ્વી વિશ્વામિત્ર સમીપ ગયો. અયોધ્યા-પતિની ચાંડાલની લાલપીળી ઘોર આકૃતિ નિરખીને વિશ્વા-મિત્રને પરમ કરુણા થઇ અને રાજાને વિકૃતિનું વૃત્તાન્ત પૂછ્યુ. ત્રિશંકુએ મહામુનિને આત્મકથા કહી સંભળાવી. વિશ્વામિત્રે રાજાને એજ ચંડ દેહે સ્વર્ગે પ્રાપ્ત કરાવવાનું બીડુ ઝડપ્યું, તત્કાલ યજ્ઞસમારંભ કરવાનો નિશ્ચય કર્યો અને

વસિષ્ઠાદિ ઋષિગણોને નિમન્ત્રણ આપવા પોતાના પુત્રો અને શિષ્યોને ચારે દિશામાં મોકલ્યા. ક્ષત્રિય પુરોહિત અને ચાંડાલ યજમાનના યજ્ઞમાં ભાગ લેવાની વસિષ્ઠાદિ ઋષિઓએ રોષપૂર્વક ના કહી. આ નિષ્ઠુર નિવેદન સાંભળતાં વેંતજ વિશ્વામિત્રનાં નેત્ર ક્રોધથી લાલ બન્યાં શરીર કમ્પવા માંડ્યું અને વસિષ્ઠના ઘોર અન્યાયની સામે થવાની પ્રતિજ્ઞા કરી.

કેટલાક મુનિગણોને સાથે લઈને વિશ્વામિત્રે યજ્ઞ ક્રિયાનો આરંભ કર્યો. યજ્ઞ સમાપન થતાં યજ્ઞભાગ અર્થે એક પણ દેવ યજ્ઞમાં આવ્યા નહિ. વિશ્વામિત્રે પરમધૈર્ય રાખી પ્રચંડ તપોબલથી ત્રિશંકુને સદેહે સ્વર્ગમાં પહોંચાડ્યો. તત્કાલ ઈંદ્રાદિ દેવોએ એને ઉંધે માથે પૃથ્વીપર પાછો ઊતારવા માંડ્યો. ત્રિશંકુ 'ત્રાહિ ત્રાહિ' પોકારવા લાગ્યો. વિશ્વામિત્રે 'તિષ્ઠ તિષ્ઠ' કહી એને અન્તરિક્ષમાં અટકાવ્યો. અપાર ક્રોધના આવેશમાં આવી વિશ્વામિત્રે નવ સૃષ્ટિ રચવા માંડી. દેવતાઓ, સપ્તર્ષિઓ અને નક્ષત્રોની એણે નવેસરથી રચના કરી. ઈંદ્રસ્થાને ત્રિશંકુની સ્થાપના કરી. ક્ષાત્રબલનો અતન્ત્ર અતિરેક વિચારી, દેવો દાનવો ઋષિઓ સર્વેએ પ્રતિસ્રષ્ટા વિશ્વામિત્રને નવીન સૃષ્ટિ સંકલનાને આગ્રહપૂર્વક વિનંતિ કરી. વિશ્વામિત્રે પ્રતિજ્ઞાસિદ્ધિ અર્થે પોતે સર્જેલા જ્યોતિર્ધરોની મધ્યમાં ત્રિશંકુને સનાતન સ્થાન આપી નવસર્જન સંકેલ્યું.

કેટલોક કાલ વીત્યાબાદ દક્ષિણ દિશા ત્યજી વિશ્વામિત્ર પશ્ચિમમાં જઈ તપશ્ચર્યા આદરી. અયોધ્યાનાથ અમ્બરીષ યજ્ઞ અર્થે ત્યાં આવ્યો અને ઋચીકપુત્ર શરણાગત શુનઃશેપને નરમેધની દુષ્ટ પ્રથામાથી ઉગારી પોતાનો જ્યેષ્ઠ પુત્ર વિશ્વામિત્રે બનાવ્યો અને બડખોર પચાસ પુત્રોને ચાંડાલ જાતિમા ઊતાર્યા.

વિશ્વામિત્રના મહાન તપથી સંતુષ્ટ બની બ્રહ્મા પ્રકટ થયા અને 'ઋષિ'પદ આપ્યુ. ફ્રી પાછી ઋષિવરે તપસ્યા માડી. દેવોએ દિવ્યસુન્દરી મેનકા મોકલી. સ્વરાંગનાને નિહાળી વિશ્વામિત્ર મોહ પામ્યા અને અનેક વર્ષો એની સાથે ઈન્દ્રિયસુખમાં વીતાવ્યાં. પરિણામે ઋષિનું તપ તેજ ક્ષીણ થયુ, અનુતાપ પ્રકટ થયો અને ફ્રી પાછી ઘોર તપસ્યા આદરી ઈન્દ્રિય સંયમ પ્રાપ્ત કર્યો. પિતામહે પ્રકટ થઈ 'મહર્ષિ'નું બીરદ આપ્યું વિશ્વામિત્ર ગદ્ગદ બની બ્રહ્માના ચરણમાં પડયા અને 'બ્રહ્મર્ષિ'ના પદ માટે દીન અને કરુણ વચનોમાં કરગર્યા. અધિક જિતેન્દ્રિય બનવાનો આદેશ આપી બ્રહ્મા બ્રહ્મલોક સીધાવ્યા.

卐

ઇન્દ્રિયોનો સંયમ સેવવા દૃઢ નિશ્ચય કરી વિશ્વામિત્ર પૂર્વદિશામાં ગયા અને મૌનસેવી દારુણ તપ આદર્યું. કામ ક્રોધ લોભાદિ ષડ્શત્રુઓ ઉપર એમણે મહાન વિજય મેળવ્યો. એમના તપતેજથી ત્રૈલોક્ય કમ્પવા માંડયુ. છેવટે પિતામહની પ્રસન્ન પ્રતિમા પ્રકટ થઈ. મહર્ષિની સર્વ કામના સિદ્ધ કરતા બ્રહ્મા બોલી ઊઠયાઃ

"સૌમ્ય સુન્દર બ્રહ્મર્ષિ! તમારા અદ્‌ભુત સંયમથી હું અત્યંત સંતુષ્ટ થયો છું. તમને દીર્ઘાયુ અને પરમ કલ્યાણ પ્રાપ્ત થાઓ. સુખેથી તમે નિજધામ સીધાવો."

બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરીને વિશ્વામિત્ર તુરતજ વસિષ્ઠ પાસે ગયા. વસિષ્ઠે બ્રહ્મર્ષિ કહીને વિશ્વામિત્રને અપાર સ્નેહથી સત્કાર્યા. બંને વચ્ચે પરમ મૈત્રી થઈ.

卐

વસિષ્ઠ અને વિશ્વામિત્રનો સુયોગ કરી, વાલ્મીકિએ રામાયણના કથાપુરુષને ઉભય મહાત્માઓ પાસે દીક્ષા અપાવી. રામચન્દ્રના આધ્યાત્મિક જીવનનું મંડાણ કુલગુરુ વસિષ્ઠના ચરણે થયું અને એના વીર અને સાહસિક જીવનની શરુઆત વિશ્વામિત્રની અમીદૃષ્ટિ નીચે થઈ. વસિષ્ઠે જીવનનું આધારભૂત તત્ત્વજ્ઞાન રામચન્દ્રમાં ઊતારી મર્મનું રહસ્ય સમજાવ્યું અને વિશ્વામિત્રે જાતે અડીખમ રહી અસુરોના સંહાર અર્થે અમોઘ અસ્ત્રવિદ્યા શીખવી.

## (૨)

વિશ્વામિત્રની બ્રહ્મત્વ પ્રાપ્તિ થયા પછી ભૃગુ તિલક પરશુરામની ભીષણ આયુધ તૃષ્ણાને રામના રમણીય ક્ષાત્રતેજમા શમાવવા વાલ્મીકિ ઉદ્યુક્ત થયા ક્ષત્રિયોની અમર્યાદ દુષ્ટતાના અતિરેક સામે પરશુરામનો દારુણ કોપાનલ પ્રજ્વલિત થયો સત્તા અને સફળતાના ઉન્માદમા ક્ષત્રિયો આગમા ધપતા હતા એમની સહસ્ર બાહુ સત્તાનુ મૂર્તિમન્ત સ્વરૂપ હૈહયપતિ કાર્તવીર્યની વિનાશ અને વિનાશી પ્રતિમામા પ્રત્યક્ષ થયુ રાક્ષસપતિ રાવણને માહિષ્મતીના દુર્ગમા બંદીવાન કરી એના ગર્વનુ મર્દન કરી સત્તાનો મહાન પૂજારી સહસ્રાર્જુન અજેય અને ઐશ્વર્યમત્ત બન્યો હતો

卐

એકવાર મૃગયા અર્થે વનમા વિહરતો કાર્તવીર્ય અનેક સૈનિકો સાથે જમદગ્નિ ઋષિના આશ્રમે આવી ચઢ્યો મહર્ષિએ કામધેનુની કૃપા વડે હૈહયપતિનુ ભવ્ય આતિથ્ય કર્યુ અકિંચન મુનિનુ અદ્ભુત ઐશ્વર્ય નિહાળી રાજાએ બલાત્કારે

કામધેનુ હરી લઈ પોતાના પાટનગર તરફ પ્રયાણ કર્યું. એટલામાં જામદગ્ન્ય પરશુરામ આશ્રમમા આવી પહોંચ્યા. કામધેનુના અપહરણની હકીકત સાભળતાજ ભાર્ગવ સહસ્રાર્જુનની પૂંઠે પડયા અને એના સહસ્રબાહુ કાપી પરશુથી એનો શિરચ્છેદ કર્યો. સહસ્રાર્જુનના પુત્રોએ પિતાનું વૈર વાળવા પરશુરામ વનમાં હતા ત્યારે આશ્રમની યજ્ઞશાલા ઉપર આક્રમણ કર્યું અને જમદગ્નિને સંહાર્યો. હૈહયોએ કરેલા દારુણ પતિવધથી રેણુકા અત્યંત દુ:ખિત બની અને એકવીસવાર છાતી કુટી કરુણ વિલાપ કરવા માંડયો. પરશુરામે પાછા વળી માતાને આશ્વાસન આપ્યું. ભાર્ગવે બ્રહ્મરોષે ભરાઈ ક્ષત્રના વિનાશની પ્રતિજ્ઞા કરી અને તીક્ષ્ણકુઠારની ધાર વડે હૈહયોને હણી રુધિરની ભયાનક સરિતા વહેવડાવી. પરશુરામે એકવીસવાર નક્ષત્રી પૃથ્વી કરી અને મહાકાલ રુદ્ર સમાન સર્વત્ર ઘૂમી રહ્યા. એના ભયંકર સંહારથી આર્યસંસ્કૃતિનુ અસ્તિત્વ સંદેહમાં આવી પડયુ. એનાં નિષ્ઠુર કૃત્યોને બ્રહ્મસમૂહ એક અવાજે નિંદવા લાગી. પરિણામે ભાર્ગવને ભાન આવ્યુ. સરસ્વતીના નિર્મલ નીરમાં સ્નાન કરી પરશુરામ શાન્ત થયા. એના અન્તરમાં અનુતાપ પ્રકટ થયો અને દયાના અંકુર ફૂટયા. સમાજની શાન્તિ અર્થે એણે શસ્ત્રસંન્યાસ લીધો અને મહેન્દ્રગિરિ ઉપર જઈ ઉગ્ર તપશ્ચર્યા આરંભી.

卐

વાલ્મીકિની આર્યદષ્ટિ સમક્ષ યુગો પર્યંત ઉપસ્થિત થએલા કોયડાઓ ઉકલાતા હતા. આર્યોના ધાર્મિક સામાજિક

અને રાજકીય મહાપ્રશ્નોના રહસ્યો અધિકાધિક પ્રકટતા હતા હુરધનુભગ કરે એવો આદર્શ ક્ષાત્રવીર એમના મનોનયનમા ઉલ્લસતો હતો

એટલામા બ્રહ્મવિદ્યા અને યજ્ઞભાવનાનો સુભગ સમન્વય કરતી અનામક્ત યોગી મિથિલેશ જનકની સૌમ્ય મૂર્તિ મહર્ષિની મનોભૂમિમા પ્રકટ થઈ રાજર્ષિ જનકના દરબારમા એકત્રિત થએલા વિદ્વાનોમા પૂછાએલો પ્રશ્ન 'એ પારિક્ષિતો ક્યા ગયા ?' અને 'બધા યાજ્ઞિકો જાય છે ત્યા' એ ઉત્તરના ભણકાર વાલ્મીકિના કર્ણમા સભળાતા હતા પિતાના વૈરનો બદલો લેવા હિંસામય સગ્રામથી પ્રાપ્ત કરેના વિજયને અતે થએલા જનમેજયના યજ્ઞની જોરથી થએલી અવગણનાનુ મુનિવર સતત ચિન્તન કરી રહ્યા આર્યસંસ્કૃતિનુ અખડ સ્વરૂપ એમના મનોમુકુરમા પ્રતિબિમ્બિત થયુ અને નવવિધાન આગળ ચાલ્યુ

卐

યુદ્ધ અને સહારને બદલે આર્યોના સ્વભાવસિદ્ધ કૃષિયજ્ઞને જનકે સમસ્તદેશનો રાષ્ટ્રધર્મ માન્યો હતો અને જાતે હળ ખેડી એ ધર્મનો સાર્વત્રિક પ્રચાર આરભ્યો હતો. પૂર્વની દૂરતર સીમા પર્યંત જનકે આર્યસ્થાન જમાવ્યુ હતુ આર્ય અને અનાર્યને જોડી કૃષિપ્રધાન આર્યસસ્કૃતિનો વિસ્તાર કરવાનું એનુ મનોહર સ્વપ્ન હતુ

તત્ત્વવિદ્ જનક હળ ખેડતા ખેડતા સીતાના 'જનક' બન્યા હતા

卐

ત્રિપુરાસુરના સંહાર અર્થે દેવોએ શંકરભગવાનને આપેલું હરધનુ અસુરના વિનાશ પછી જનકના દરબારમાં અનામત તરીકે પડયું હતું. જનકના પૂર્વજ દેવરાતને દેવોના અનુગ્રહથી એ પ્રાપ્ત થયું હતું. યુદ્ધ, સંહાર અને પર્યંતે યજ્ઞનું એ પ્રચંડ ધનુષ પ્રતીક હતું. એ ધનુર્ભંગને અર્થે જનકે સમસ્ત ક્ષત્રિયોની સહાયતા માગી અને એ વિશાલ ધનુષને ચઢાવી ખેંચી તોડી નાંખનાર ક્ષાત્રવીરને પોતાની પુત્રી સીતા પરણાવવાનું પણ કર્યું. અનેક ક્ષત્રિયો આવ્યા અને ગયા. એમનો દંભ ખુલ્લો થયો; એમની શ્રમણાઓ ભાગી ગઈ. હરધનુષ કોઇથી ત્રૂટયું નહિ. જનકને પરમ ખેદ અને નિર્વેદ થયાં. છેવટે વિશ્વામિત્રે જનક સાથે રામચન્દ્રનો યોગ કરાવ્યો અને રામે એ મહાધનુષ જોતજોતમાં ભાંગી નાંખ્યું. જનકે રામ અને સીતાના લગ્ન કર્યાં અને રામને પોતાનો ઉત્તરાધિકારી ગણી જીવનસંદેશ પાઠવ્યો.

卐

શિવધનુષનો ભંગ સાંભળી ક્રોધાવિષ્ટ બનેલા પ્રતાપી પરશુરામ તપસ્યા છોડી વધૂવર સમેત અયોધ્યા સીધાવતા દશરથમંડળને માર્ગમાં રોકી ઊભા રહ્યા. ભાર્ગવના એક હાથમાં તીક્ષ્ણ કુઠાર હતો અને બીજા હાથમાં ભગવાન વિષ્ણુએ ભૃગુપુત્ર ઋષિવર ઋચીકને અનામત આપેલું વિષ્ણુનું ધનુષ હતું. પરશુરામને એ પૂર્વજપરંપરાથી પ્રાપ્ત હતું. શિવધનુષના સમાન એનો પ્રભાવ હતો પરંતુ એનાં પ્રતિયોગીની નિરર્થક અને નિષ્ઠુર ભયાનકતામાંથી એ મુક્ત હતું. યુદ્ધ અને સંહારને પોષવાના પ્રદેશમાંથી માનવતાના મહાક્ષેત્રમાં સંક્રાન્ત કરવાની એ આસ્તિક શસ્ત્રમાં શક્તિ

હતી. પ્રેમ અને સહકારની ઉદાર અને વિશાલ ભાવના પ્રકટાવવાનું અને શાન્તિની સ્થાપના કરવાનું એમાં સામર્થ્ય હતુ. યુદ્ધ રૂપી વિનાશક ચેપી રોગને ફેલાતો અટકાવે એવું એ સત્ત્વશાલી હતું.

પરશુરામે રામચન્દ્રની સમીપ આવી ક્રોધથી લાલચોળ બની હરધનુભગનું કારણ પૂછ્યુ. 'ધીમે ધીમે જીર્ણ બનવાથી એ સ્પર્શ કરતાં જ ભાગી ગયુ!' એવા રામના નર્મવચન સાંભળી ભાર્ગવે વૈષ્ણવધનુષ રામ સન્મુખ ધર્યું અને જોરથી પડકાર કર્યો.

"અરે ક્ષત્રબાલ! તારામાં દૈવત હોય તો આ વિષ્ણુનું ધનુષ ચઢાવ. આ બાણ ચઢાવનાર સાથે હું દ્વન્દ્વયુદ્ધ કરવા તત્પર છુ."

તત્કાલ રામચન્દ્રે એ ઉત્તમ શરાસન હાથમાં લીધુ અને સાથે સાથે ભાર્ગવની વૈષ્ણવી શક્તિ પણ હરી લીધી.

કર્ણપર્યંત બાણ ચઢાવીને રામચન્દ્ર બોલ્યાઃ

"જામદગ્ન્ય! આ બાણથી આપની ગતિ રોકું કે તપથી પ્રાપ્ત કરેલા લોકોનો નાશ કરું?"

પરશુરામ તેજોહીન થઈ ગયા અને આશ્ચર્યચકિત થઈ ને બોલ્યાઃ

"મહાવીર! મારા અવતારનું પ્રયોજન આજ પૂરું થયું. મારી વૈષ્ણવી શક્તિ આપને વરી ચૂકી અનેક મનોરંજક ગુણોથી ભરપૂર આપના તેજસ્વી સ્વરૂપમાં મારું તેજ શમી જાય છે. ભગવન્! મારી ગતિ અકુંઠિત રહેવા દો. તપોબળથી પ્રાપ્ત કરેલા અનિત્ય લોકને હરી લઈ મને આપનું અક્ષય પદ આપો."

રામચન્દ્રે શરસંધાન કર્યું અને તપોબલ સંચિત લોકને વિશીર્ણ થતાં જોતાં જોતાં પળવારમાં પરશુરામ મહેન્દ્રાચલની મધ્યમાં જઈને ઊભા.

卐

સર્વત્ર પ્રકાશ ફેલાઈ રહ્યો.

卐

બ્રહ્મ અને ક્ષત્ર વચ્ચે આદર્શોનું યુદ્ધ હતું. આર્ય-જનમડલમાં અન્તર્ગત બને વિરુદ્ધ પણ આવશ્યક તત્ત્વોનો એ વિગ્રહ હતો. પ્રાચીન અને નવીન, સ્થિરતા અને સંચલન, સંયમ અને સ્વાતંત્ર્ય આદિ મહાન બળોનો એ સનાતન સંગ્રામ હતો કેટલીકવાર આ બને વિરોધી તત્ત્વોનું સમતોલપણું ખમી જતું અને પરિણામે એક તત્ત્વ અંત્ય સ્વરૂપ ધારણ કરતું અને બીજું તત્ત્વ ગૌણ બનતું. જન-સમાજનો નૈતિક વિકાસ જોખમમાં આવી પડતો. પુન-વ્યવસ્થિતિને અર્થે કોઈ મહાન સંયોજક શક્તિ પ્રકટ થતી

અને ઉભય વચ્ચે અવ્યવસ્થા મટાડી જનમંડલને ફરી પાછી વિકાસક્રમમાં ઊંચે લઈ જતી.

卐

પ્રાચીન સંસ્કૃતિના પ્રવર્તક વસિષ્ઠ હતા; અભિનવ-આદર્શોના ઉપાસક વિશ્વામિત્ર હતા. વસિષ્ઠે તપોવનમાં વસી તપોબલ વડે આધ્યાત્મિક સમૃદ્ધિ મૂલવી. વિશ્વામિત્રે નગર વસાવી સૈન્ય જમાવી ભૌતિક સત્તા પ્રાપ્ત કરી. વસિષ્ઠની આધ્યાત્મિક શક્તિ હરી લેવા વિશ્વામિત્રે સંકલ્પ કર્યો. પરિણામે સ્પર્ધા અને સંગ્રામ થયા. વસિષ્ઠે બ્રાહ્મણની અહિંસક વૃત્તિ આગળ કરી અને અનાર્યોએ આધાર આપ્યો. બ્રહ્મર્ષિમાં વસેલા અમાપ આત્મબલે સર્જેલી સંહારની અગણિત શક્તિઓ સમક્ષ વિશ્વામિત્ર દીન અને અસહાય બન્યા.

વસિષ્ઠને ઘોર અન્ધકારમાં પણ આત્માની અનન્તતામાં અને અપાર સર્જકતામાં અચલ શ્રદ્ધા હતી.

વિશ્વામિત્રે વસિષ્ઠ સમાન થવા અર્થે ઉગ્ર તપશ્ચર્યા આરંભી અને અનેક સિદ્ધિઓ પ્રાપ્ત કરી સંસ્કૃતિનાં અભિનવ બલો ઉપજાવ્યાં. વિવિધ પ્રયોગોને અંતે વિશ્વામિત્રને સિદ્ધિઓની નિરર્થકતાની પ્રતીતિ થઇ.

અધ્યાત્મબલ એ આન્તરદૃષ્ટિજન્ય છે, એનું અપહરણ સર્વથા અશક્ય છે, ચિરંતન આત્મમન્થન અને ચિન્તનનું એ પરિણામ છે અને અપાર તપોબલ વડે એ

સાધ્ય છે એ અનુભવ ધીમે ધીમે વિશ્વામિત્રના અંતરમાં ઊંડે ઊતરતો ગયો વિશ્વામિત્રની તપસ્યા નિર્મળ અને નિષ્કામ બની અને પર્યંતે અદ્ભુત આત્મશક્તિ મેળવી એ વસિષ્ઠના સમાનધર્મા થયા

卐

ક્ષત્રિયોના દારુણ અત્યાચાર સામે પરશુરામે હિંસાનું વિનાશક શસ્ત્ર ઉગામ્યુ. અને ક્ષાત્રકુળનો ઉચ્છેદ કરી બ્રાહ્મણ સંસ્કૃતિનુ જતન કરવા નિષ્ઠુર પ્રવૃત્તિ આદરી. ભાર્ગવના ભીષણ હત્યાકાંડથી ક્ષત્રિયોના જીવનમાં કોઈ વિશિષ્ટ મૂલ્યપરિવર્તન થયુ નહિ. પરશુરામે શસ્ત્રત્યાગ કર્યો એટલે ક્ષત્રિઓએ પોતાની જૂની રીતે જીવન ગુજારવા માંડ્યુ. રાજર્ષિ જનકે અકારણ સંહાર અટકાવી પ્રાચીન આર્યોની અધ્યાત્મવિદ્યા અને કૃષિને જીવનમાં પ્રાધાન્ય આપવા સમકાલીન ક્ષત્રિઓને આવાહન કર્યું જનહિત અર્થે શાન્તિનુ સામ્રાજ્ય સ્થાપના ક્ષત્રિયો તત્પર નહોતા. જનકના જીવનની કલ્યાણકારી ભાવનાઓને જીવનમાં ઊતારી એનો સમસ્ત દેશમા પ્રચાર કરનાર આર્યવીર રામ એકલા જ હતા.

卐

બ્રહ્મ અને ક્ષત્રના મધુર સંયોગનું પરમ રહસ્ય કવિમાનસમાં યથાર્થ પ્રકટી તાલબદ્ધ વાણીમા મૂર્તિમન્ત થતું હતુ.

卐

# રામચન્દ્ર

## (૧)

વાલ્મીકિના મનોમહાસાગરમાં માનવતાની મહાભાવના ગમ્ભીર નાદે ઘુઘવતી હતી. મહર્ષિનાં ક્રાન્તદર્શિનયનો કોઈ ઉન્નત ગિરિશૃંગ ઉપરથી, સમુદ્રના અપાર તરંગોમાં માનવ-જીવનનુ મગલ ભાવિ નિહાળતાં હતાં. અનન્ત વ્યોમમાંથી અમૃત વર્ષાવતી પૂર્ણચન્દ્રની પ્રસન્ન ચન્દ્રિકા મહોદધિના ખરેખ ડને ઊજાળતી હતી

વિશ્વની આસપાસ વિસ્તરેલા સૂક્ષ્મ વાતાવરણમાથી અનન્તનો અવિચ્છિન્ન પ્રવાહ મુનિવરના મનોનયન સમક્ષ સમુલ્લાસમાં વહેતો હતો. સસ અને સૌન્દર્યની સનાતન લીલા એના નિત્યનૂતન પરમ ઉર્જ્વલ રૂપમા પૃથ્વી ઉપર પ્રત્યક્ષ થતી હતી. જીવનની અઢળક સમૃદ્ધિ પદાર્થમાત્રના અન્તરમાં ભરપૂર ઊભરાતી હતી

સમકાલીન પ્રશ્નોને સનાતન સ્વરૂપ આપવા મુનિવર તલસતા હતા. કાલની પેલે પાર વિરાજતી ભાવનાઓ

અને કાલના અન્તરમા તર્ફડતી માનવતા પોતપોતાના સ્વરૂપો પ્રકટ કરવા તત્પર બન્યા હતા જનસમાજના આત્માનું સ્વાતન્ત્ર્ય સરક્ષવા મુનિવરનો સકલ આત્મા પ્રવૃત્ત થયો હતો જનસમૂહની લાગણીઓ અને આકાક્ષાઓ મહર્ષિની આન્તર ગુહાના ગહનતમ પ્રદેશમા ઊંડી ઊતરી હતી લોકહૃદયના ઊંડા ધબકારા ઋષિવર્યના સૂક્ષ્મ શ્રવણપુટમા સતત સંભળાતા હતા સેંકડો વર્ષોની કષ્ટતમ તપસ્યાને અન્તે પ્રાપ્ત કરેલા આધ્યાત્મિક અને નૈતિક મૂલ્યો અમૂલ્ય માનવદેહમા મૂર્તિમન્ત થતા હતા માનવતાની સર્વોત્કૃષ્ટ ભાવના અવનિ ઉપર અવતરી હતી

વસિષ્ઠ વિશ્વામિત્ર અને જનકે સીંચેલી શક્તિથી રામચન્દ્રનું વ્યક્તિત્વ અદ્ભુત રીતે ખીલી ઊઠયુ આત્માની સુન્દરતા સાથે સાચા બળનુ સયોજન થયુ આર્યતાની ઉદાર ભાવનાઓ સજીવન થઈ આર્યગુણોનો ઉદય થયો માનવ તાના મહાયુગનું મડાણ થયુ

卐

સીતાને વરીને રામચન્દ્ર અયોધ્યા સીધાવ્યા અને જનકની એ જીવનસદેશિકાને હૃદયના પુણ્ય ધામમા પધરાવી એની સાથે આનન્દ વિહારમા અનેક દિવસો વીતાવ્યા એ સુકુમાર બાલાના ગુણ અને રૂપથી પ્રસન્ન થઈ રામે એના હૃદય સાથે હૃદયયોગ સાધ્યો સીતા એ રામચન્દ્રની સૌન્દર્ય-લક્ષ્મી બની અને એના નિત્ય સમાગમથી રામની જીવન પ્રભા અધિકાધિક તેજસ્વી બનતી ગઈ

ઇક્ષ્વાકુના ઉત્કૃષ્ટ વંશના રાજર્ષિઓ જનકલ્યાણની મહાભાવનાઓ મજ્જિષ્ઠાથી સેવતા હતા અને અનેક વર્ષો પ્રજાહિતની ધર્મધુરા વહી પુત્રને રાજ્યલક્ષ્મી સોંપી આયુષ્યનો ઉત્તરકાળ તપોવનમાં નિર્ગમન કરતા હતા. રાજર્ષિ દશરથે જીવનનો દીર્ઘકાલ જનહિતમાં વીતાવી, જર્જરિત દેહ થતાં, પ્રજાપરિષદ્ બોલાવી અને જ્ઞાનવૃદ્ધ બ્રાહ્મણો, પ્રધાન પુરજનો અને પ્રમુખ જાનપદો સમક્ષ રામચન્દ્રને યુવરાજપદ આપવાની પોતાની ઇચ્છા દર્શાવી અને સભાજનોનો સ્વતન્ત્ર અભિપ્રાય પૂછ્યો. રામના રમણીય ગુણોથી સંતુષ્ટ થએલી પરિષદે પ્રજાનાથના પ્રતિનિધિ તરીકે રામચન્દ્રની વરણી કરી. આ શુભ વૃત્તાન્ત સાંભળતા જ અયોધ્યાની જનતાએ મહાન હર્ષનાદ કર્યો. બ્રહ્મર્ષિ વસિષ્ઠે અભિષેકની તૈયારી માંડી. પુરનારીઓએ જીવનનો અપૂર્વ મહોત્સવ આદર્યો.

પરંતુ રામનું સ્થાન અયોધ્યાના રાજપ્રાસાદમાં કે નગરના પરિસરમાં નહોતું. અયોધ્યાની સંકુચિત સૃષ્ટિ કરતાં અધિક વિશાલ જનતા એ પુરુષોત્તમની પ્રતીક્ષા કરતી હતી. નગર અને ગ્રામની સીમાઓથી દૂર દૂર આવેલાં અગણિત અરણ્યોમાંથી સત્ય અને શાન્તિના અનેક ઉપાસકોના આર્તનાદ રામના હૃદયને આરપાર વીંધતા હતા. આત્માના અરિઓનું રાજ્ય અધિકાધિક વિસ્તરતું હતું. એ સર્વે ભૂતકાલના ભયંકર જૂનો હતાં, પાશવ બલના પરમ પૂજારીઓ હતા, ન્યાયની ઉજ્જ્વલ અને ઉન્નત ભાવનાના ઉગ્ર વિરોધીઓ હતા અને માનવજાતિના સર્વ સામાન્ય શત્રુઓ હતા. નિરાધાર આર્યોનો રાની પશુની પેઠે એ શિકાર કરતા

હતા. પુણ્યશીલ તપસ્વીઓનો એ નરમાંસભક્ષકો નિર્દય-
તાથી નાશ કરતા હતા. અનાથ ઋષિપત્નીઓ અને નિર્દોષ
ઋષિબાલકોના મનોહર અને આશાપ્રદ જીવનને એ ઘોર
રાક્ષસો નિરર્થક વિશીર્ણ કરતા હતા. સકલ વનભૂમિ એ
પ્રજાપીડક હિંસકોના ત્રાસથી 'ત્રાહિ ત્રાહિ' પોકારતી હતી.
સમસ્ત તપોવન પ્રતિક્ષણ એક ધર્મચારી રાજાની રાહ
જોતું હતું.

રામના અન્તરમાં અરણ્યનો ધર્મસંદેશ સંભળાતો
હતો. એના કલ્પનાનયન સમક્ષ આર્યસંસ્કૃતિનો અવિરત
પ્રવાહ અરણ્યોમાં થઈ ને વિસ્તરતો વિશાલ વસુંધરાને રસ-
બોળ કરતો પ્રસક્ષ થતો ગયો. હિમાદ્રિના ગગનસ્પર્શી શિખર
ઉપરથી સંસ્કૃતિની સ્વર્ગગાને સપાટ ભૂમિ ઉપર ઊતારી
પૂર્વ મહાસાગર પર્યંત લઈ જનાર પુણ્ય પૂર્વજ ભગીરથની
પ્રતાપી પ્રતિમા રામના નેત્ર સમક્ષ ખડી થઈ. અગત્સ્યના
આશ્રમ પર્યંત અને એથી પણ દૂર જનસ્થાનમાં વહેતી એ
સંસ્કારગંગાને દક્ષિણ જલનિધિનાં વિશાલ અને ગહન નીર
પર્યંત વિસ્તારી મહાનુભાવ ભગીરથને સલિલાંજલિ આપ-
વાનો રામચન્દ્રે સંકલ્પ કર્યો. શાન્ત અને સ્વસ્થ માનવતાના
વિનાશક માનવકંટકોને માર્ગમાંથી દૂર કરી આર્ત અને
અનાથ જનતાને આપ્તજન સમાન સંરક્ષી સુમપ્રદેશને
સંસ્કારભીનો કરવા એ કર્મવીર ઉત્સુક થયા. એના મનો-
રાજ્યમાં માનવવંશના સંકલનની મહાભાવના હૃદયના
ઉત્તુંગ સિંહાસન ઉપર વિરાજતી હતી.

પરતુ પ્રગલ્ભ રાજ્યલક્ષ્મીએ રામચન્દ્રની સમીપ આવી એ પુરુષોત્તમનું પ્રસાદન કરવા માંડયુ. એ સર્વાંગસુન્દરીની નૌતમ છવિ સંમોહક અને સંદીપક હતી. માનવતાના પ્રશસ્ત પૌરુષના એ પ્રતિનિધિને વરવાની એની પરમ અભિલાષા હતી. રામચન્દ્રના હૃદયમન્દિરમા પ્રવેશ કરવા એ અથાગ પરિશ્રમ કરતી હતી. પરતુ રામના હૃદયધામમા સીતાની મનોહર અને નિર્મળ મૂર્તિ મન્દ મધુર હાસ્ય કરતી વિલસતી હતી. રામની એ હૃદયદેવી હતી. એ પ્રિયતમ પ્રતિમા સમીપ રામનો સમગ્ર આત્મા સ્નેહનો સતત સ્રોત સર્જતો હતો અને પુણ્ય પ્રદીપ પ્રકટાવતો હતો. એ અખંડ દીપની સનાતન જ્યોત એ નરવીરના અન્તરમાં પ્રતિક્ષણ પ્રકાશતી હતી.

સીતા પ્રત્યે રામની અચલ નિષ્ઠા નિહાળી રાજ્યલક્ષ્મી નિરાશ અને અસહાય બની અને નયન ઢાળી મન્દ પગલે મહોદધિમાં નિજધામ ચાલી ગઈ.

卐

દરમિયાન રામના યુવરાજપદની પ્રવૃત્તિ ઉત્સાહના પૂર્ણ જોશમા પ્રવર્તતી હતી. સાથે સાથે જગત્ પળે પળે પરિવર્તન પામતુ હતું. પ્રત્યેક ક્ષણે એની પરિસ્થિતિ બદલાતી હતી. અદષ્ટ દૈવ અકલ્પ્ય પ્રસંગોની પરપરા સર્જતુ હતુ એની ચપલ અને ચચલ તરગમાલા ઉપર સરી જતી સ્વસ્થ અને સત્ત્વશીલ માનવતા પણ અનેકવાર પ્રાકૃત અને સત્ત્વહીન બનતી હતી. એની અકલ અને આકસ્મિક ગતિ, તપસ્વીઓનો તપોભગ કરતી, બુદ્ધિમાનોનો બુદ્ધિભ્રંશ કરતી,

નિર્ભયને ભયભીત કરતી, આશાવન્તને નિરાશ બનાવતી, અને ધીરવીરને દીન બનાવતી, ઉતાવળી ગતિએ આગળ ધપતી હતી. એ નિષ્ઠુર અને માયાવી દૈવ સાથે યુદ્ધખેલન અત્યત કઠિન હતુ.

અયોધ્યાના રાજપ્રાસાદમા દૈવની દારણ લીલા મડાણી હતી.

આનન્દના આહ્‌લાદક મન્દિરમાં જ શોકના ભયંકર બીજ વવાતા હતા, અને જોતજોતામા અંકુરિત થઈ, વિકાસ પામી, વિષવૃક્ષમા પરિણમતાં હતા.

રામના અભિષેકમાં અદેખી મન્થરાએ કૈકેયીનો સૌભાગ્યધ્વસ કલ્પ્યો અને કોપના આવેશમા આવી મસ્તક ઉપર ઝઝુમતો સર્વનાશ રાણીને સમજાવ્યો. મન્થરાએ જગાવેલા હુતાશનથી કૈકેયીના અન્તરમા ભયંકર દાહ ઊઠયો. એનું સ્વચ્છ અને સરલ હૃદય કુબ્જાના અંગ જેવું વિરૂપ અને કુટિલ બન્યુ. એની મગલ અને મનોરમ મુખરેખા શ્યામ અને નિસ્તેજ બની. એનો પ્રતાપ નષ્ટ થયો. એની આશા અદૃષ્ટ થઈ. એ અત્યંત દીન અને ભયભીત બની. સત્ત્વહીન થએલી તરુણ સમ્રાજ્ઞી ક્રોધાગારમાં ભૂમિ ઉપર રાજર્ષિની રાહ જોતી પડી રહી.

તત્કાલ કામના વેગથી વિહ્વલ બનેલો વૃદ્ધ દશરથ કૈકેયીને ઝંખતો ઝડપથી કોપાગારમાં આવ્યો અને અસ્વસ્થ પ્રિયતમાને સાન્ત્વન અને સમાશ્વાસન આપી અનેક દષ્ટા-

ર્થોની સિદ્ધિ અર્થે વારંવાર વીનવવા લાગ્યો. કામી રાજાને સ્વવશ થએલો સમજી કૈકેયીએ દેવાસુરસંગ્રામમાં પોતે રક્ષેલા પ્રાણનું પતિને સ્મરણ કરાવ્યું અને 'રામનો ચૌદ વર્ષ વનવાસ અને ભરતનો અભિષેક' એ અનામત મૂકેલાં બે વરદાન માગ્યાં.

અયોધ્યાના શાન્ત સરોવરમાં સ્વાર્થનો પ્રચંડ શિલાખંડ પડ્યો અને સમસ્ત વાતાવરણ ખળભળ્યું.

દશરથને રામ પ્રત્યે કૈકેયી સમાન આસક્તિ હતી. રામનો વિયોગ સહન કરવાનું એનામાં સામર્થ્ય નહોતું. રાણીનાં દારુણ વચન સાંભળતાં જ રાજર્ષિને મૂર્છા થઈ. કેટલીકવારે જાગૃત થઈ ક્ષણવાર ક્રોધના આવેશમાં કૈકેયીને અનેક કટુવચન એ કહેવા લાગ્યો અને ક્ષણવાર દીન બની કોઈ અન્ય વચન માગવા કાન્તાને કરગરવા લાગ્યો. કૈકેયીએ સત્યનિષ્ઠ રાજાની પ્રતિજ્ઞાસિદ્ધિ ઉપર ભાર મૂક્યો. નિરાશ અને અનાથ બની દશરથે નૈસર્ગિક ધૈર્ય છોડ્યું અને કરુણ આક્રન્દ કરતો મહીપાલ મૃતવત્ પૃથ્વી ઉપર પડ્યો.

પરંતુ રામના જીવનનો પ્રધાનસૂર અનાસક્તિ હતો. જનકના એ સંદેશવાહક અનાસક્ત યોગી હતા. સુખ અને દુઃખનાં એનાં મૂલ્યો સામાન્યથી સર્વથા ભિન્ન હતાં. સુખને સહેલાઈથી છોડવાની એનામાં અપાર શક્તિ હતી. દુઃખને નિકટના સ્નેહી તરીકે સ્વીકારવાની એનામાં અખૂટ ધીરજ

હતી સમ અને વિષમ, ઉભય અવસ્થામાં, એની આત્મ નિષ્ઠા અચલ હતી

જોતજોતામા રામ પિતા સન્મુખ આવી પહોચ્યા પિતાની પ્રતિજ્ઞાના પાલન અર્થે અને ભરતના કલ્યાણ અર્થે એ સર્વસ્વનો ત્યાગ કરવા તત્પર હતા પ્રજાનાથ પિતા અને કૈકેયીની પ્રદક્ષિણા કરી, ઉભયને અભિવન્દન કરી, કૌસલ્યા અને સુમિત્રાની આજ્ઞા લઈ, અખિલ અન્ત પુરને અને અયોધ્યાની પ્રજાને કકળતી મૂકી, રામચન્દ્ર, સીતા અને લક્ષ્મણ સહિત અરણ્યના આવાહનને અનુસરવા ચાલી નીકળ્યા

卐

સંજોગોના ઘેરા વાદળા ક્ષણવારમા ઘેરાતા અને ક્ષણ વારમા વીખરાતાં અનન્ત અવસરમાં વહેતાં હતા એ સર્વની વચ્ચે રામચન્દ્ર અચલ અને સનાતન સત્ય સમાન અડગ ઊભા હતા

卐

( ૨ )

વાલ્મીકિની મધુરી વીણામાંથી વિરલ અને મનોહર સૂરો નીકળતા હતા. સૌન્દર્યદેવીની સનાતન વીણા સાથે તદ્રૂપ બની મહર્ષિની વીણા અદ્ભુત સંવાદ સર્જતી હતી. આ સમરસ અવસ્થામાં, ઋષિવરનાં આર્ષનયનો એમના સકલ આત્માને અપાર પ્રેરણા આપતાં હતાં જીવનની વિષમતામાં મુનિવર સમત્વનું દર્શન કરતા હતા. ઘોર અન્ધકારની મધ્યમાં મહર્ષિ તેજની કણિકાઓ એકત્રિત કરતા હતા. પ્રકૃતિના વિવિધ સ્વરૂપોમાં એ જીવનરહસ્ય નિરખતા હતા. એનાં પદ્ય મહાતત્ત્વોમાં એ પવિત્રતાનો સાક્ષાત્કાર કરતા હતા. એમની અખિલ મનોભૂમિ એક મનોરંજક પુષ્પવાટિકા બની હતી. એ પુષ્પોદ્યાનમાં ખીલેલાં પરિચિત પુષ્પોની મનોહર આકૃતિઓ અને રમણીય રંગો, મુનિવરની અભિનવ કલ્પના જાગૃત કરતાં હતાં. કલ્પનાના શતસહસ્ર વિશ્વોમાં કવિસાર્વભૌમ વિહરતા હતા.

કવીન્દ્રનો સૂક્ષ્મદેહ સૌન્દર્યદેવી સાથે અન્તરિક્ષના અનન્ત વહેણમાં વહેતો હતો. માર્ગમાં, વિશ્વદૂત મેઘની પેઠે, પર્વતોનાં શિખરો ઉપર અને વૃક્ષોનાં કુસુમિત અગ્રો ઉપર

આરામ લેતો, મન્દ મધુર વાયુની લહરીઓ અનુભવતો, પ્રકૃતિ અને માનવજીવનના અગણિત ભેદો ઉકેલતો, એ હવામાં આગળ તરતો હતો

卐

રામચન્દ્રના જીવનમાં સત્ય સૌન્દર્ય અને સ્નેહની ત્રિવેણી અવિરત પ્રવાહમા વહતી હતી એની સત્યનિષ્ઠા ક્રૂરતા અને કરુણતાની મધ્યમા જીવનને ભવ્યતા સમર્પણ કરતી હતી એની સૌન્દર્યનિષ્ઠા કુટિલતા અને વિરૂપતાને વીંધીને જીવનની મનોહરતાનું દર્શન કરાવતી હતી એની સ્નેહભાવના કઠોર અને ક્લિષ્ટ કલહને સ્થાને પ્રેમનુ સાર્વત્રિક સામ્રાજ્ય સ્થાપતી હતી એના જીવનની સમૃદ્ધિ અને શક્તિ માનવતાના મનોરમ ભાવિની ઉજ્જવલ આશામાથી જન્મી હતી એની પ્રવૃત્તિનું પ્રેરકબળ એના આનન્દ અને આશા મનનું પ્રભવસ્થાન એ સનાતન શ્રદ્ધા જ હતી

વનવાસના આરમ્ભમા જ રામચન્દ્રે પ્રકૃતિ અને માનવહૃદયના પવિત્ર નિર્ઝરોમાથી ઝરતા પ્રેમરસનુ પુષ્કલ પાન કરવા માંડયુ નિષાદરાજ ગુહના સ્નેહ સમાગમથી સતૃપ્ત બની, આર્ય સુમન્ત્રની આજ્ઞા લઇ, રામચન્દ્ર સીતા અને લક્ષ્મણ સહિત, એક લલિત નૌકામા બેસી, ગગાને પેલેપાર અરણ્યોમા ઊતર્યા અને એ નિસર્ગરમણીય પ્રદેશોની મધ્યમા અપાર આનન્દ અનુભવતા આગળ ચાલ્યા પ્રકૃતિસમસ્ત એ પુરુષવીરનો ભવ્ય સત્કાર કરતી હતી વિવિધ વૃક્ષોમા થઇને વહેતાં રૂપેરી ઝરણાનો મર્મરનાદ અન્તરમાં ગણુણતા સત્યના સનાતન નાદ સાથે પ્રતિક્ષણ તાલ આપતો હતો ઘેરા અને મનોહર જળથી ભરેલી

સ્વચ્છ સુન્દર સરિતાઓ મુક્તકંઠે મધુર ગીતો ગાતી હતી અને એ નરવીરના અન્તરમાં ગંભળાતા અનિર્વાચ્ય સંગીત સાથે અપૂર્વ સંવાદ સર્જતી હતી. પૃથ્વીના અન્તર્પટમાંથી છૂટતી સુવાસ સાથે રામના આત્માની સુવાસ ભળતી હતી અને સકલ વનભૂમિ એ લોકોત્તર સુવાસથી મધમધતી હતી. રામની ઉજ્જ્વલ દૃષ્ટિ પડતાં જ, અરણ્યના અન્ધકારમય ખડોની ભયાનકતા ઓસરી જતી, ગિરિશૃંગો પર ઝઝુમતાં સઘન વૃક્ષોનાં શ્યામ અવગુંઠન સરી જતાં અને શાન્ત અને સુકુમાર તેજથી ઝળકતા પ્રસન્ન કિરણો પ્રવેશ પામતાં. અસંખ્ય તારાઓથી સુશોભિત આકાશ રાત્રિએ પ્રકાશતું અને રામચન્દ્રની રમ્ય અને ભવ્ય જ્યોતિથી અધિક ઓજસ્વી બનતું. એ નરચન્દ્રનો વનવિહાર થતાં વેંત જ, સૂર્ય અને ચન્દ્રની સનાતન લીલા અધિક ચેતનવન્તી બની હતી, ચન્દ્રિકા પરમ ઉલ્લાસમાં પ્રકાશતી હતી, ઉષા અપૂર્વ ભાવો દર્શાવતી હતી અને સન્ધ્યા નિત્યનૂતન રંગોથી અપાર નવસર્જન કરતી હતી. એ પુરુષોત્તમના પુણ્ય પાદ મંડાતાં જ પ્રત્યેક પદાર્થ અને સ્થાન પરમ રમણીય બન્યાં હતાં.

ચન્દ્રની પ્રભાની પેઠે જાનકી ધર્માત્મા પતિને અનુસરતી હતી. આત્મવિલોપન કરનાર નિત્ય સેવક લક્ષ્મણ ધર્મવીરની પાછળ પાછળ આગળ જતા હતા.

卐

એટલામાં રામનિષ્ઠ ભરતે સામે પગલે આવેલી

રાજ્યલક્ષ્મીનો અનાદર કરી કુલગુરુ વસિષ્ઠ, રાજમાતા કૌશલ્યા, સુમિત્રા અને પ્રજાગણના પ્રધાન પ્રતિનિધિઓને સાથે લઇ સ્વર્ગસ્થ પિતાના શૂન્ય સિંહાસન ઉપર વિરાજવા રામચન્દ્રને વિનતિ કરી. અનન્તવાસી પિતાને પરમ ભક્તિ-ભાવથી જલાંજલિ આપી, રામે સત્યની આરાધના આગળ ધરી અને ત્યાગવીર ભરતને સ્નેહથી નીતરતે હૈયે ગાઢ આલિંગન આપી વનવાસ દરમિયાન રાજસિંહાસન અને પ્રજાજનોને સંભાળવાની આજ્ઞા કરી

卐

અરણ્યવાસમા આર્યવીર રામને આર્યસંસ્કૃતિના પ્રધાન જ્યોતિર્ધરોનો સંસ્કારી સમાગમ થતો ગયો. ગંગા યમુનાના સંગમસ્થાને પ્રયાગમાં મહર્ષિ ભરદ્વાજની ભેટ થઇ. ચિત્ર કૂટનાં રમણીય શૃંગો ઉપર અનેક ધર્મશીલ ઋષિગણો પાસેથી સસ્કૃતિનાં વિનાશક ભયસ્થાનો વિષે અસંખ્ય કથાઓ એ નરવીરે સાંભળી રાક્ષસપતિ રાવણના જનસ્થાનના પ્રતિનિધિ ખર અને એના દુષ્ટ અને બીભત્સ અનુયાયીઓએ આદરેલી આશ્રમવાસીઓ અને આશ્રમોના ઉચ્છેદની ક્રૂરકથા દયાનિધિ રામને આત્માની ઊંડી વેદનાપૂર્વક મુનિગણોએ કહી સંભળાવી અપાર મમભાવપૂર્વક રામે એ કષ્ટકથા અન્તરના ઊંડાણુમા ઉતારી અને તપસ્વીઓને પ્રણામ કરી આર્ત માનવતાના રક્ષણુ અર્થે ચિત્રકૂટના શ્રેષ્ઠ શિખરો ત્યજી દંડકારણ્ય તરફ એ મહાપુરુષે પ્રયાણુ કર્યું ચિત્રકૂટની સનિધિમાં ભગવાન અત્રિ અને

એમનાં પતિવ્રતા પત્ની અનસૂયાનાં પુણ્ય દર્શન સીતા અને લક્ષ્મણ સાથે શાન્ત આશ્રમપદમાં રામચન્દ્રે કર્યાં. અનસૂયા પાસેથી સીતાએ સૌભાગ્યવતી આર્યાનાં સ્વરૂપલક્ષણ સાંભળ્યાં અને યશસ્વિની ધર્મપત્ની બનવાની મંગલ આશિષ માથે ચઢાવી તપોધનાની વિદાય લીધી. આગળ ચાલતાં રામચન્દ્રે અનેક આશ્રમોથી વિરાજતા દંડકાવનમાં પ્રવેશ કર્યો. સ્થળે સ્થળે અગ્નિહોત્રી તાપસોની પવિત્ર વેદીઓમાંથી અવિરત ધૂમ નીકળતો હતો અને વેદમન્ત્રોના ઉચ્ચારથી અરણ્યભૂમિ ગાજતી હતી. રામચન્દ્રને જોતાં વેંતજ સમસ્ત આશ્રમ મંડલે એ મહાવીરને સત્કાર્યો અને અશ્રુપૂર્ણનયને કરુણ આત્મનિવેદન કર્યું. વનવાસીઓના અખિલ સંઘને આશ્વાસન આપી તપોધનોના સંરક્ષણની ખાતરી આપી, રામચન્દ્ર અખંડ અગ્નિહોત્રી શરભંગના આશ્રમે જઈ પહોંચ્યા.

શરભંગ, બ્રહ્મલોકનું આવાહન અટકાવી, એ પ્રિયતમ અતિથિને ભેટવા પળેપળ ઉત્સુક બન્યા હતા. પત્ની અને લક્ષ્મણ સહિત રામચન્દ્ર મહામુનિને પગે પડ્યા. આર્યતાની જાજ્વલ્યમાન જ્યોતને નજરોનજર નિરખીને મુનિવર પરમ સંતોષ પામ્યા અને પ્રસન્નચિત્તે પિતામહના પુણ્યધામમાં સીધાવ્યા.

શરભંગના બ્રહ્મલોક નિવાસ પછી ઋષિમુનિઓના અગણિત ગણો ઘોર રાક્ષસોના ત્રાસમાંથી મુક્તિ યાચવા રામચન્દ્રને શરણે આવ્યા. અનાથોના આર્તનાદ નિતાન્ત શાન્ત કરવા અર્થે એ ક્ષાત્રવીરે રાક્ષસોના વધની તાપસોના

સંઘ સમક્ષ પ્રતિજ્ઞા કરી અને સર્વને અભયવચન આપી તપોવૃદ્ધ સુતીક્ષ્ણના આશ્રમે આવી પહોચ્યા

ચિરંતનકાલ પર્યંત પ્રતીક્ષા કરતા મહર્ષિના પુણ્ય સમાગમનુ ઊંડુ સુખ અનુભવી રામચન્દ્ર અગસ્ત્યના આશ્રમ તરફ વળ્યા

આર્યસંસ્કૃતિના મહાન સંસ્કારસ્વામી અને સમર્થ સાહસ વીર મુનિવર અગસ્ત્યને મળવા રામ ઉત્કંઠિત બન્યા હતા સ્વચ્છ અને શીતલ જલથી ભરપૂર ભરેલા સરોવરો અને સરિતાઓ અને ગાઢી ઘેરી મેઘમાળાથી પરિવૃત વિન્ધ્યા ટવીના વિશાલ પર્વતોની મધ્યમા, શાન્ત હરિણ શિશુઓથી ઊભરાતા અગસ્ત્યાશ્રમમા, રામ લક્ષ્મણ અને સીતાએ પ્રવેશ કર્યો તેજસ્વી મુનિવૃન્દથી વીંટાએલા ભગવાન અગસ્ત્યને આશ્ર મની અગ્નિશાલામા નિરખી રામના નયન ઠર્યા અને મહર્ષિને પૂજ્યભાવે અભિનન્દન કર્યું અગસ્ત્યે માન્ય અતિથિઓનુ મનોહર આતિથ્ય કર્યું અને સંસ્કૃતિવિકાસનાં પ્રધાન અન્તરાયોનુ સ્વરૂપવિવેચન કરી, પરિપન્થીઓના નાશ અર્થે રામચન્દ્રને અમોઘ વૈષ્ણવ શરાસનની ભેટ કરી જતી વેળા મહર્ષિએ ગોદાવરીના કાંઠાપરના પુષ્પગન્ધિવનો વચ્ચે વિરાજમાન પંચવટીના રમ્ય પ્રદેશમાં વસીને મુનિગણોનુ રક્ષણ કરવા મહાવીરને વિનંતિ કરી અગસ્ત્યની ઇચ્છા નુસાર પ્રતિજ્ઞાસિદ્ધિ પર્યંત એ પુણ્યસ્થાનમા આશ્રમ સ્થાપી ચિરકાલ વસવાનો રામચન્દ્રે નિશ્ચય કર્યો

રામ લક્ષ્મણ અને સીતાએ ભયંકર અને ઘોર દક્ષિણ

દિશા તરફ પ્રયાણ કર્યું સર્વત્ર નિર્જનતા દૃષ્ટિગોચર થતી હતી. નિશાચરોના પ્રલયપૂરને અનેક અંશે અટકાવનાર અગસ્ત્યની અમાપ શક્તિનો રામને સાક્ષાત્કાર થવા માડ્યો એ મહામુનિના યશોગાન ગાતા ગાતા રામચન્દ્ર પંચવટીમા પહોચ્યા.

જોતજોતામાં પંચવટીમાં લક્ષ્મણના અથાગ પરિશ્રમથી એક મનોરંજક પર્ણશાલા અને સીતાના રમણીય પ્રયાસથી એક મનોહર પુષ્પવાટિકા મૂર્તિમન્ત થયાં.

પ્રકૃતિના લલિત ઉત્સંગમા વિરાજતા રામચન્દ્ર સીતા અને લક્ષ્મણ સાથે નિત્યનૂતન ઉત્સવો ઊજવતા હતા. વચ્ચે વચ્ચે તપસ્વીઓના જીવનની વિવિધ પ્રવૃત્તિઓમાં ભળી એ રાષ્ટ્રવીર સર્વેના અનન્ય સ્નેહી અને સંરક્ષક બન્યા હતા કેટલીક વાર પુણ્યશ્લોક પિતા, વત્સલ માતા, ભક્તવર ભરત અને ભાવિક નગરજનોના અનેક મધુર અને કરુણ સ્મરણો રામના હૃદયને હલાવતાં હતા, અને અશ્રુબિન્દુઓ ટપકાવતા હતા.

જનસ્થાનમાં ખર, દૂષણ અને ત્રિશિરસ, પ્રાણીમાત્રને ઉદ્વેગ કરતા હતા. રાક્ષસોના જૂથના જૂથ યજ્ઞક્રિયામાં અને શાન્ત કૃષિકારના જીવનમાં અસંખ્ય વિઘ્નો કરતા હતા. લોકવિરુદ્ધ ક્રૂર કર્મો કરનાર એ દુષ્ટ સર્પોના વિનાશ અર્થે તપસ્વી માત્ર તલસતા હતા. એ ભયંકર બ્રાહ્મણકંટકોનો કાલ ભરાઈ ચૂક્યો હતો.

એટલામાં રાવણની ભગિની શૂર્પણખા રામચન્દ્રનું

મનોહર રૂપ જોઈને મોહ પામી. શૂર્પણખાની કામવૃત્તિમાંથી રાક્ષસો અને રામનું સંઘર્ષણ થયું. લોકનિષ્ઠ રામમાં વૈર વિના પણ રુદ્રરૂપ ધારણ કરવાની અનુપમ શક્તિ હતી. બ્રહ્મર્ષિ વિશ્વામિત્રે સીંચેલી દિવ્યાસ્ત્રવિદ્યાથી એ રાક્ષસ ત્રિપુટીનો એ મહાવીરે સંહાર કર્યો અને રાવણનો કોપાનલ પ્રકટાવ્યો

卐

વાલ્મીકિ અપૂર્વ તટસ્થતાથી જીવનનું અખંડ દર્શન કરતા હતા. એમની આન્તર શ્રુતિમાં કેટલીકવાર પ્રકૃતિનાં પ્રચંડ સત્ત્વોનું ઘોર રુદન સંભળાતું હતું તો કેટલીકવાર સૌમ્ય સત્ત્વોનું મધુર અને પવિત્ર સંગીત શ્રવણગોચર થતું હતું. કેટલીકવાર અનેક ગહન ગુહાઓમાં નિરંતર ધીકતી આગમાંથી ભયંકર ભડકા નીકળતા હતા અને વનભૂમિને ભસ્મસાત્ કરતા હતા તો કેટલીકવાર થોડીક શાન્ત શીતલ ગુહાઓમાંથી સ્વચ્છ નીરનાં સતત સ્રોત વહેતાં હતાં અને અનેક ખેતરોના મૂળમાં જળસિંચન કરતાં હતાં. એક તરફ ખાખ થઈ ગએલાં શુષ્ક અને શ્યામ વેરાનોની પરંપરા પથરાતી હતી અને બીજી તરફ લીલાંછમ મેદાનોની મનોહરતા ખિલતી હતી. ઘણીવાર ઘોર પ્રચંડ સત્ત્વો શાન્ત સ્વસ્થ સત્ત્વો ઉપર અચાનક આક્રમણ કરતાં હતાં અને દારુણ દાવાનલ વિસ્તારી વિક્રમેથી વનસ્પતિનો વિનાશ કરતાં હતાં અને કેટલીકવાર સૌમ્ય સરલ સત્ત્વો શીતલ જળના અભિષેકથી આગના અંગારાને શાન્ત કરી અપાર

નવસર્જન કરતાં હતાં. કોઈ કોઈવાર સત્ત્વશીલ સત્ત્વો પ્રલયકાલના મહાપૂરથી ધગધગતા જ્વાળામુખીઓને નિતાન્ત ઓલવી નાંખતાં હતાં.

卐

વાલ્મીકિની પ્રતિભા સમક્ષ રુધિરના મહાસાગરમાં થઈને સત્તાના સિંહાસન ઉપર ચઢતો રાવણ પ્રત્યક્ષ થતો હતો. ક્રૂર વિજય અને અમર્યાદ જુલ્મની વેળુના વિશાલ દુર્ગ ઉપર એ ઊભો હતો. એનો વંશવિસ્તાર વિપુલ હતો. એની સેના અગણિત હતી. એની બાહ્ય વ્યવસ્થા અપાર હતી. સંહારની વરાળમાંથી એ સતત શ્વાસ લેતો હતો. એની ભભકભરી સંસ્કૃતિ અને સમૃદ્ધિ એને પ્રતિદિન ગુંગળાવતી હતી. એની ભવ્યતાના ભાર નીચે એ પળે પળે ચગદાતો હતો. એનું સમસ્ત જીવન દુષ્ટ તૃષ્ણાના અસ્થિર અને અનિત્ય રંગોથી રંગાએલું, સત્તાના અભિમાનથી ભારેખમ અને આન્તર સંવાદશૂન્ય હતું. ભોગ અને વિલાસની મલિન દુર્ગન્ધથી એ દુર્વાસિત હતું. એમાં સંયમ, સમતા અને શાન્તિનો સર્વથા અભાવ હતો.

અમાપ અને અગાધ શક્તિના ધસમસતા ધોધની પેઠે રાવણનો જીવનપ્રવાહ જોશબંધ આગળ ધસતો હતો. એની ભયાનક અને ભીષણ વિશાલતાથી અસંખ્ય માનવોની કલ્પનાને થંભાવી, એમની સ્વતન્ત્ર જીવનસરણિ અટકાવી, કોઈકને પછાડી, કોઈકને પોતામાં લુપ્ત કરી, વિજયથી ઊછળતો એ આગળ વધતો હતો. વિશાલ જનસમૂહની

મનોવૃત્તિઓને લોભાવી, ઉન્માર્ગે વાળી, માનવકલ્યાણનો વિનાશક એ બન્યો હતો. અનેકના અન્તર્નાદ એણે ઓલવી નાંખ્યા હતા. અનેકને સફળતાથી એણે આંજ્યા હતા. અનેક એની મુક્તકંઠે પ્રશસ્તિ ગાતા હતા; અસંખ્યનો એ ઇષ્ટદેવ હતો. અગણિતના અદષ્ટનો એ નિર્માતા હતો. એના અનુગ્રહથી અનેકે અપાર સંપત્તિ સંપાદન કરી હતી. એના અતન્ત્ર અનાચારને અસંખ્ય આવકાર આપતા હતા. સહસ્રોને સંહારી એ મહાવીર બન્યો હતો. શાન્ત અને સદાચારી જીવનનો એ મહાન શત્રુ હતો. મનુષ્યની મહત્તામાં અને દિવ્યતામાં એને શ્રદ્ધા નહોતી. મનુષ્યના આત્મબળનો એ ઉપહાસ કરતો. શરીરબળનો એ સમર્થ પૂજારી હતો. એણે જગતમાં પ્રભુઓ અને દાસોની જ પરંપરા સર્જી હતી.

卐

આર્યસંસ્થાનોના ઉચ્છેદક અસુરોને સંહારી રામચન્દ્રે દંડકાને અભયદાન આપ્યું અને અસહાય ઋષિપત્નીઓના સૌભાગ્યનું રક્ષણ કર્યું. પંચવટીમાં સીતાના મધુર અને રમ્ય સહવાસમાં રામચન્દ્ર જીવનનું ઊંડુ સુખ અનુભવતા હતા. જાનકીની નિર્વ્યાજ મનોહરતા દિનપ્રતિદિન અધિકાધિક ખીલતી હતી. પ્રકૃતિના ઉત્સંગમાં એ પરમ ઉલ્લાસ પામતી હતી. પ્રત્યેક પુષ્પ અને પર્ણ પ્રત્યે એને પ્રશસ્ત પ્રીતિ હતી. એના જીવનની ક્ષણેક્ષણ સાથે પ્રકૃતિનો પ્રત્યેક પદાર્થ પૂર્ણતાએ સંકલિત થયો હતો.

એટલામાં વનવાસમાં એક પરમ અદ્ભુત સૃષ્ટિ ઝબકી ઊઠી. અસંખ્ય અભિરામ આકૃતિઓ અને

અગણિત રમણીય રંગોથી દીપતી મનોહર મૃગતૃષ્ણિકા સીતાનાં નેત્ર સન્મુખ વિસ્તરવા માડી. સમસ્ત વનભૂમિ એના ચિત્રવિચિત્ર ચળકાટથી ચમકતી હતી. એની અદ્‌ભુત દીપ્તિમાં અમૂલ્ય તેજસ્વી દ્રવ્યો દષ્ટિગોચર થતા હતાં. એની રૂપરચના સૂર્ય ચન્દ્ર અને તારાઓનાં તેજતત્ત્વોનો.આભાસ કરાવતી હતી. એની અલૌકિક શોભા એના ગ્રહણ માટે પ્રતિક્ષણ ઔત્સુક્ય વધારતી હતી. રામચન્દ્રની સૌન્દર્યલક્ષ્મી સીતાને સ્વાધીન કરવા રાવણે રંગબેરંગી બાલલક્ષ્મી પાથરી હતી

આ બાલરૂપની મરીચિકાએ અનેક મુનિપુંગવોને લોભાવીને હરવા હતા અને અસંખ્ય ધનુર્ધારી જનાધિપોને ગંહાર્યા હતા. એની અમિત પ્રભાને જોનાવેંત જ વૈદેહી વિસ્મય પામી. એની મનોરંજક કાન્તિથી એ મુગ્ધ બની. એના ચકચકિત રૂપથી એની ચેતના હરાઈ ગઇ.(જનકના જીવનની એ પરમ નિર્મળ જ્યોત બાલરૂપની મૃગતૃષ્ણાના પ્રલોભનમાં પડી ગઈ. સરલ અને સ્વસ્થ વૈદેહી ગક્ષમની ભવ્ય ગંપત્તિથી ક્ષણવાર લુબ્ધ બની.

સીતાની બળવાન પ્રેરણાથી ધીરવીર રામ પણ પળ વાર લોભાયા અને પ્રિયતમાને પ્રસન્ન કરવા મરીચિકાની પાછળ પડયા. ક્ષણમાં દર્શન અદર્શન અને પુનર્દર્શન પામતી એ માયાજાળ રામચન્દ્રને લોભાવતી આશ્રમથી દૂર દૂર લઈ ગઈ. મહમા રામનું આવરણ મરી ગયું અને એ મહાવીરે મોહજાળ ચીરી નાખી. પતિને પાછા ફરતાં વિલમ્બ થયો

એટલે સંભ્રાન્ત બનેલી સીતાએ રામ સમીપ સત્વર પહોચી જવા લક્ષ્મણને રોષપૂર્વક આજ્ઞા કરી.

ઉભય ક્ષાત્રવીરોના સંરક્ષણથી વિરહિત સીતા દશમુખી રાવણના હાથમા પડી. જીવનની શાન્ત મધુર અને પવિત્ર ભાવના પ્રચંડકાય પ્રકૃતિના વિકરાલ .પંઝામાં પકડાઈ ગઇ.

તત્કાલ પરિવ્રાજકનું ભવ્યરૂપ ધારણ કરી સીતા સમક્ષ ભિક્ષા અર્થે રાવણ આવી ઊભો રહ્યો. અતિથિને દેવ સમાન સમજી આર્યાએ અધર્મને નિમન્ત્રણ આપ્યુ. સીતાની નિસર્ગસિદ્ધ સુન્દરતાની સ્તુતિ કરી રાવણે એકાએક કપટ-વેષ દૂર કર્યો અને આત્મસ્વરૂપ પ્રકટ કર્યું. જોતજોતામાં પ્રપંચની ભયંકર પ્રતિમા સીતા સન્મુખ ખડી થઇ. એના બાહ્યબળના દર્પથી એ સીતાને આજી નાંખવા પ્રબળ યત્ન કરતો હતો. સંખ્યા અને કદની વિશાલતાથી એ મહત્તા સ્થાપવા મથતો હતો. રામ પ્રત્યે નિષ્ઠામાથી ભ્રષ્ટ કરી પોતા-પ્રત્યે સીતાને આકર્ષવા એ માયાજાળ રચતો હતો. પરંતુ સીતા સંયમ અને સ્વાર્પણની મૂર્તિ હતી. સત્તા અને સંગ્રહ-ની નિષ્ફળતા એ સમજતી હતી. આત્માના અમૂલ્ય ગુણોથી એ મનુષ્યની મહત્તા માપતી હતી. અખંડ શાન્તિના દિવ્યધામમાં પહોચવા એ સત્યના પન્થે ચાલતી હતી. અન્તરના અનન્યભાવથી એ નરવીરને વરી હતી. એની રામનિષ્ઠા અચલ હતી.

રામ અને રાવણ વચ્ચે અપાર અન્તર વ્યક્ત કરતી સીતાએ રાક્ષસનો જુગુપ્સાપૂર્વક વિરોધ કર્યો. રાવણે રામની સૌભાગ્યલક્ષ્મી ઉપર ભયંકર આક્રમણ કર્યું અને એ કમ્પતી કકળતી વિલાપ કરતી કારુણ્યમૂર્તિ જાનકીને દારુણ ભુજ-પાશમાં ભીડી ઊતાવળી ગતિએ નિજધામ ચાલતો થયો.

જડ પ્રકૃતિએ સીતાને જકડી લીધી પરતુ પ્રકૃતિનો સકલ આત્મા ખળભળ્યો હતો અને સીતા પ્રત્યે અપાર સમભાવ દર્શાવતો હતો.

સીતાએ વનભૂમિના પ્રિયતમ પદાર્થોને પોતાની અનાથ દશા આર્તસ્વરે પોકારી. ક્ષણવારમાં વનસ્પતિનો અન્તરાત્મા જટાયુના પરોપકારી વીર દેહમાં પ્રવેશ કરી નિશાચર ચોરની સાંમે થયો. પ્રપંચમૂર્તિ રાવણે એને અપાર બાહુબળથી ચગદી નાંખ્યો. મરણોન્મુખ બનેલા એ મહાત્માની પાસે બેસી સીતાએ કરુણ વિલાપ આદર્યો. પ્રત્યેક શ્વાસે એ રામ નામ રટતી હતી. ક્રોધકરાલ રાવણ એના કેશ પકડી નિર્દયતાથી ખેંચતો હતો. સર્વત્ર ઘોર અન્ધકાર વ્યાપ્યો હતો.

સીતાને ઉત્સંગમાં ધારણ કરી પર્વતો સરિતાઓ અને સાગરને ઓળંગી અન્તરમાં ફૂલાતો રાક્ષસપતિ લંકામાં આવી પહોંચ્યો.

રામચન્દ્રે આત્માનો અમૃતરસ પાઇને સીતાને સંવર્ધિત કરી હતી. વિના યુદ્ધે વિના શ્રમે પ્રપંચથી હરેલી એ સૌન્દર્યમૂર્તિ પરકીયાનો ઉપભોગ કરવા દુષ્ટ નિશાચર મથતો

હતો પણ એનો સ્પર્શ માન કરવા એ અશક્ત હતો સીતાની આન્તર સમૃદ્ધિ અને કાન્તિ સમક્ષ રાવણ નિર્મળ અને નિસ્તેજ બનતો હતો જનકની એ પુણ્ય વિભૂતિ પ્રતિ મીટ માંડતા જ એને એ જનની સમાન જણાતી હતી રાક્ષસની અનન્ત સંપત્તિની મધ્યમા વદેહી શૂન્ય વેરાનમા ઊભી હતી વનવાસમા વિશેષી એ ભાવના અશોકવનમા પુરુષવીરની વાટ જોતી બેઠી હતી

卐

મરીચિકાની મોહજાળ વિદારી લક્ષ્મણ સહિત રામચન્દ્ર પર્ણશાલામા પાછા ફર્યા સીતાશૂન્ય પર્ણકુટિ નિહાળતા જ એ મહાવીર વિહ્વળ અને વિષણ્ણ થયા. પ્રકૃતિની વિવિધ વિભૂતિઓમા એણે સીતાને શોધવા માંડી. અને પ્રત્યેકને એની ભાળ પૂછી રામની એ જીવનજ્યોત્સ્નાએ શાન્ત અને શીતલ તેજના વિસ્તારથી મહારણ્યને મધુરતાથી ભર્યું હતું રામના હૃદયદ્રાવક રુદન સાથે પ્રકૃતિએ સહસ્રમુખે અશ્રુપાત કરવા માંડ્યો ·

卐

વાલ્મીકિ વિશ્વસમ્રાટ્ સમાન કલ્પનાના સર્વોન્નત સિંહાસન ઉપર બેસીને વિશ્વનો વિશાળપટ નિહાળતા હતા. આત્માની અનિવાર્ય અવસ્થાઓ તરીકે એ જીવનની વિવિધ દશાઓને અવલોકતા હતા એમના ક્રાન્તદર્શનમા રાક્ષસતા અને માનવતા, પાશવતા અને ગંધર્વતા આદિ સ્થિતિ ભેદોમા ભરપૂર સંવાદ દૃષ્ટિગોચર થતો હતો માનવતાની સનાતન વેદના સાથે આત્માની અનન્ત સહનતાનાં પ્રસંગ-

તાથી ઋષિવર નિરીક્ષણ કરતા હતા. માન્ધર્ય અને સાધુનાની પેઠે ઘોર દુઃખ અને ભયાનક હિંસામાં એમને સુન્દરતાનું સ્પષ્ટ દર્શન થતું હતું. આર્યો અનાર્યો અને રાક્ષસોના ક્રૂર કલહોમાં મહર્ષિને સૌન્દર્યદેવીની મનોહર પ્રતિમા પ્રત્યક્ષ થતી હતી. એમનાં મનોનયન સમક્ષ જીવનનુ સમગ્ર દર્શન એક ભવ્ય સુરાવટ તરીકે મૂર્તિમન્ત થતું હતું.

વાલ્મીકિના કવિહૃદયમાં આર્યો અને અનાર્યો વચ્ચે મધુર અને નિર્મળ સંબન્ધ વિરાજતો હતો. અનાર્યોના મહાકવિ હોય એમ અનાર્ય સંસ્કૃતિને અને અનાર્ય જનતાને અદ્‌ભુત ઉદારતાથી મહર્ષિ નિરખતા હતા. વિજેતાઓના દ્વેષ અને તિરસ્કારથી એમનું કોમળ હૃદય અત્યંત કમ્પતું હતું. અનાર્યોને શુદ્ધ ન્યાય આપવા કવિવર અપાર સદ્‌ભાવથી ઉત્કંઠિત થયા હતા.

卐

**સી**તાની શોધમાં આગળ ચાલતાં મૃત્યુની વેદનાએ તરફડતા ગૃધ્રરાજ જટાયુને રામચન્દ્રે ભૂમિ ઉપર નિહાળ્યા અને પરમ દુઃખિત બની પિતાના એ મિત્રવરને દારુણ દશાનું કારણ પૂછ્યું. અનાર્યશિરોમણિએ સીતાહરણની કરુણ કથા કહી સંભળાવી દેહવિસર્જન કર્યું. સીતાના રક્ષણ અર્થે પ્રાણદાન આપનાર એ સત્પુરુષના મૃતદેહને સ્વહસ્તે અગ્નિસંસ્કાર કરી એનું પુણ્ય સ્મરણ કરતાં કરતાં રામચન્દ્ર સીતાની શોધમાં આગળ ચાલ્યા.

માર્ગમાં પમ્પાસરોવરની સંનિધિમાં તાપસસિદ્ધા શબરીનો પુણ્યસમાગમ થયો. સુન્દર અને સુકુમાર પુષ્પોથી સુવાસિત મતંગવનમાં અનેક મુનિવરોની એણે અનન્યભાવે પરિચર્યા કરી હતી. જીવનનો સાયંકાલ એ રામચન્દ્રની રાહ જોતી નિર્ગમન કરતી હતી. રામને જોતાં વેંત જ પોતાના ચિરંતન તમતેજનું મૂર્તિમન્ત સ્વરૂપ શ્રમણીએ નેત્ર સમક્ષ નિહાળ્યું અને પરમ ઉલ્લાસમાં આવી પુરુષવીરનો ચરણસ્પર્શ કર્યો અને અપાર સ્નેહથી એને સત્કાર્યા. શબરી પ્રત્યે માતા જેટલો ભક્તિભાવ દર્શાવી રામચન્દ્રે વિવિધ વન્ય ફળો મમતાથી આરોગ્યા. સેવા અને ભક્તિની એ મૂર્તિમતી ભાવનાની જીવનયાત્રા સફળ કરી રામચન્દ્ર પમ્પાના મનોહર પ્રદેશમાં આવી પહોંચ્યા.

પમ્પાનાં વિશાલ અને ગહન નીર તરવૃન્દમાંથી રામચન્દ્રે દૂરથી નિહાળ્યાં અને એના શોકમંદગ્ધ હૃદયમાંથી આનન્દની મુક્તધારા વહેવા માંડી. સરોવરના તીરપર્યંત પહોંચી એક નવપુષ્પિત વૃક્ષ નીચે રામ લક્ષ્મણ બેઠા અને પમ્પાસરની રમ્ય શોભા એક ચિત્તે નિરખી રહ્યા. શીતળ અને સ્વચ્છ જળથી ભરપૂર ભરેલું સરોવર ચિત્રવિચિત્ર પદ્મોથી સુવાસિત અને વિવિધ વૃક્ષોથી વિભૂષિત નેત્રને પરમ નિર્વાણ આપતું હતું. એના કાંઠા ઉપર મયૂરો, ચક્રવાકો, હરિણો અને ગજયૂથો પરમાનંદમાં વિહરતાં હતાં. એના તીરના એક અનન્ત આંન્તર સમૃદ્ધિથી ભરેલો ઋષ્યમૂક પર્વત શોભતો હતો. એ ગિરિરાજનાં અગણિત કન્દરોમાં પમ્પાન ઘેરાં નીર નિરંતર ઘુઘવતાં હતાં.

વસન્તનો ઉન્માદક સમય હતો. ગિરિગહ્વરોમાંથી અનિલ મંજુલ વીણા વગાડતો હતો. અપાર પુષ્પોથી ઊભરાતાં વૃક્ષો વાયુની લહરીઓથી ડોલતાં હતાં અને પુષ્પો વર્ષાવતા હતાં મદોન્મત્ત કોકિલાના મનોરંજક નાદ ક્ષણે ક્ષણે શ્રવણગોચર થતા હતા. રામચન્દ્રને સીતાનો વિયોગ શલ્ય સમાન સંતાપતો હતો. સીતાની સતત સ્મૃતિ એના ચિત્તમાં સ્ફુરતી હતી. કાલકરાલ દશમુખી પ્રકૃતિના પંઝામાંથી સીતાની મુક્તિનો સંભવ લેશ માત્ર એને લાગતો નહોતો.

એટલામાં વાલીથી વિનાસિત સુગ્રીવ હનુમાનને સાથે લઈને ઋષ્યમૂક ઉપરથી નીચે ઊતર્યો અને રામનું હૃદયહારી વ્યક્તિત્વ જોઈને એની સાથે મૈત્રી બાંધી. ઉભય અનાર્યવીરો અનેક આર્યસંસ્કારસંપન્ન હતા. સુગ્રીવ રામનો પ્રિયતમ મિત્ર થયો પરંતુ હનુમાન એનો પરમ ભક્ત અને દાસ બન્યો. હનુમાનની મધુર અને મધ્યમ વાણીથી અને ઉદાત્ત ભાવનાથી રામચન્દ્ર મુગ્ધ થયા. ઉભયવીરોએ સીતાને પૃથ્વીના પ્રત્યેક ખંડમાં શોધી પાછી લાવવા પ્રતિજ્ઞા કરી. રામચન્દ્રે સુગ્રીવનું દુઃખમોચન કરવાનું વચન આપ્યુ

રામના હૃદયમાં અનાર્યો પ્રત્યે અપાર સ્નેહ ઊભરાતો હતો.

અનાર્યવીર વાલી પ્રચંડ શક્તિનું મૂર્તિમન્ત સ્વરૂપ હતો. રાક્ષસપતિ રાવણને કાખમાં રાખી બાલપુત્ર અંગ-

દના પારણે બાંધી એના ગર્વનું એ વીરપુરુષે ખંડન કર્યું હતું. અનેક વિજયોથી ઉન્મત્ત બનેલો એ રણવીર અધર્મી બન્યો હતો અને પોતાના અનુજ સુગ્રીવને કિષ્કિન્ધા નગરમાંથી નિર્વાસિત કરી એની પ્રાણસમાન પત્નીને બલાત્કારે હરી હતી. રામચન્દ્રે સુગ્રીવના દારુણ દુઃખને પોતાનું દુઃખ ગણ્યું અને વીર વાલીને વૃક્ષના ઓથે રહીને વીંધી નાખ્યો. ધર્મવીર રામચન્દ્રે વિકાસક્રમમાં એક ડગલું પાછા હઠી મિત્રકૃત્ય કર્યું !

મૃત્યુની દારુણ વેદનાથી પીડાતા વાલીએ અનાર્યોની સંકીર્ણ નીતિનો બચાવ કર્યો અને પ્રચ્છન્ન રહી હણનાર રામની રાજનીતિની રોષપૂર્વક નિન્દા કરી. રામચન્દ્રે સામાજિક મર્યાદાનો અમર્યાદ ભંગ કરનાર કામચારી રાજાને વધ્ય ગણી વાલીવધનું સમર્થન કર્યું. લાડકવાયા અંગદનું સંરક્ષણ રામને સોંપી વાલીનું વત્સલ હૃદય સનાતન શાન્તિમાં વિરામ પામ્યું.

વાલીની વીરપત્ની તારાને અને સત્પુત્ર અંગદને અપાર સાન્ત્વન આપી રામચન્દ્રે આર્યવિધિ અનુસાર સુગ્રીવ અને અંગદ પાસે વાલીની ઉત્તરક્રિયા કરાવી. સુગ્રીવને કિષ્કિન્ધાના સિંહાસન ઉપર બેસાડી અંગદને યુવરાજ નીમી સમીપવર્તી પ્રસ્રવણ પર્વતના રમણીય શૃંગ ઉપર વર્ષાકાલમાં વસવા રામચન્દ્ર લક્ષ્મણસહિત સીધાવ્યા.

અનેક વર્ષો પછી પ્રાપ્ત થએલી સ્વપત્ની રુમાને

સુગ્રીવે અપૂર્વ સ્નેહથી સત્કારી અને તેજસ્વિની તારાનું પુરસ્કારથી પાણિગ્રહણ કર્યું.

ઉભય સ્ત્રીઓના સંગમાં કિષ્કિન્ધાનાથ ઉલ્લાસથી વિહરતો હતો.

રામચન્દ્ર સીતાનાં અનેક સ્મરણો ઘોળતાં ઘોળતાં ગિરિપ્રદેશમાં શૂન્ય પેઠે વિચરતા હતા. વર્ષાની ઘોર રાત્રિઓના શ્યામ મેઘાડમ્બર નિરખી પ્રિયતમાના સંગમની સર્વ આશા મહાવીરે ત્યજી હતી. પરંતુ નિર્મેઘ અને સમુજ્જ્વલ શરચ્ચંદ્ર નિહાળતાં જ જાનકીના સંમિલનની અનેક આશા સજીવન થવા માંડી.

卐

નિયત કાલ વ્યતીત થતાં, રામચન્દ્રે લક્ષ્મણદ્વારા સુગ્રીવને સીતાની શોધનું સ્મરણ કરાવ્યું સુગ્રીવે વિલાસમૂર્ચ્છામાથી જાગૃત થઈ રામચન્દ્રને ભેટી સીતાને શોધવાને અગણિત અનાર્યોને એકત્રિત કરી. નલ નીલ જામ્બવાન હનુમાન અંગદ આદિ અનેક અનાર્યવીરોથી એ વિરાટ્ સેના શોભતી હતી. અનાર્યસમ્રાટ્ સુગ્રીવે સૈન્યના. ભિન્ન ભિન્ન વિભાગ પાડી વિવિધ દિશાઓમાં શોધ આદરી. હનુમાન અને અંગદને અગ્રેસર. કરી એક મહાસૈન્યે. દક્ષિણ મહાસાગર પ્રતિ પ્રયાણ કર્યું સાગરતટે જટાયુના જ્યેષ્ઠ ભ્રાતા સંપાતિની ભેટ થઈ. સંપાતિએ રાવણના ભુજયન્ત્રમાં પુરાએલી ક્ષણેક્ષણે રામનામ રટતી કોઇ લાવણ્યમૂર્તિ યૌવનાને અન્તરિક્ષમાં

નિહાળી હતી. એ પરોપકારી સજ્જને સીતાનું અભિજ્ઞાન આપી રાક્ષસપતિ રાવણ વિષે વિશાલ માહિતી આપી. સુગ્રીવના સૈન્યમાં અભિનવ બળનો સંચાર થયો.

સીતા સમુદ્રની પેલેપાર પહોંચી હતી. એની શોધમાં સાગર ઓળંગવાનો હતો. રામના અનન્ય સેવક હનુમાને હિંમત કરી અને દુસ્તર અર્ણવ ઓળંગી ત્રિકૂટશિખર ઉપર વિરાજતી રાક્ષસની નગરીમાં પ્રવેશ કર્યો. અયોધ્યા કે લંકાના રાજપ્રાસાદમાં સીતાનું સ્થાન નહોતું. એ વનવેલી અશોકવનમાં રામના દીર્ઘવિયોગની મહાવ્યથાથી શોષાતી હતી. નગરમાં નિરાશ થઈ હનુમાને આસપાસનું વન શોધ્યું અને અશોકવૃક્ષ નીચે ધ્યાનપરાયણ બેઠેલી વિયોગિનીને જોતાંવેંત જ સાષ્ટાંગ વન્દન કર્યું. સંદેશવાહક અનાર્યવીર પાસેથી પતિનો પ્રિયસંદેશ સાંભળીને સીતાનાં નેત્રમાંથી આનન્દાશ્રુ વહી રહ્યાં. હનુમાનને અન્તરના આશીર્વાદ આપી રામના સંયોગ અર્થે તલસતી સીતાએ આર્યવીરને કરુણ સંદેશ પાઠવ્યો.

હનુમાને રાક્ષસની બાહ્યસંપત્તિના માયાવી ચળકાટને અપાર આન્તરબળથી બાળી નાંખ્યો. લંકાનગરનો ચકચકિત ઓપ ઉતારી એ મહાવીર સમુદ્ર ઉતરી સકલ સૈન્યને ભેટી રામ સન્મુખ આવી ઊભો.

સીતાની શોકકથા સાંભળી એનો કરુણ સંદેશ સમસ્ત હૃદયદેશમાં ભરી રામચન્દ્રે રાવણ સાથે યુદ્ધ કરવા નિશ્ચય કર્યો.

સમસ્ત સૈન્ય સમુદ્રપર્યન્ત પહોંચ્યું અને વિશ્વકર્મા સમાન વિચક્ષણ નલની સહાયતાથી સાગરમાં સેતુ બાંધી અપાર અનાર્યદલ સાથે એ આર્યવીર પેલે પાર ઊતર્યા.

卐

અગણિત સેના સાથે રામચન્દ્રના સમુદ્રઉલ્લંઘનના સમાચાર સાંભળતાં જ રાવણના અન્તરમાં પ્રચંડ મન્થન થવા માંડ્યું. અપાર મનોમન્થન કરનારી ક્ષણજીવી મનોવૃત્તિઓના અવિરત ધોધને પળવાર અટકાવી રાક્ષસપતિ અન્તર્મુખ બન્યો હતો. એનો અન્તર્નાદ અસંખ્ય જિહ્વાએ સીતાને પાછી સોંપવાનું પોકારતો હતો. સત્ય અને ન્યાયનો સનાતન નિયમ એના હૃદયના અન્તરતમ પ્રદેશમાં પ્રત્યક્ષ થતો હતો અને એને અનુસરવા પ્રેરતો હતો. રાવણે ક્ષણવાર એ હૃદયનાદ સાંભળ્યો સત્કાર્યો અને સ્વીકારવા સ્હેજ વળ્યો પણ ખરો. પરંતુ એટલામાં અહંભાવના અદમ્ય આંચકાથી એ ધસડાયો અને એનું જીવન વહેણ અથડાતું પછડાતું પૂર્વવત્ અન્ધકારમાં જોશબંધ આગળ ધમતું ચાલ્યું.

લંકાની આસપાસ ઘુઘવતા મહાસાગરનું ભવ્ય સંગીત રાવણે એકચિત્તે કદાપિ સાંભળ્યું નહોતું. સાગરનાં અપાર નીર નીચે અગાધ શય્યામાં વિરાજતી સંપૂર્ણ શાન્તિની એને લેશ પણ કલ્પના નહોતી. સમુદ્રની સપાટી ઉપર એણે સૂર્યકિરણોની સુવર્ણરંગી લીલા કે ચન્દ્રબિમ્બની રમણીય મનોહરતા ઊંડી મીટ માંડી કદિ નિહાળી નહોતી. એણે અનન્ત

આકાશનો જ્યોતિષ્પ્ર લક્ષપૂર્વક જોયો હોત તો એનું અભિમાન ઓછું થાત એણે પૃથ્વીની હરિયાળી સંપત્તિ ઝીણવટથી નિરખી હોત તો જીવનની સર્જકતા અને સફળતાનું એને ભાન થાત એણે પ્રકૃતિની મહાન શક્તિને પોતાના ઉપયોગ અને ઉપભોગ અર્થે પકડી જકડી રાખી ન હોત તો એ માનવકલ્યાણ કરી શકત પરન્તુ પ્રકૃતિના અનન્ત તત્ત્વોને એણે વિગ્રહ અને વિનાશ અર્થે યોજ્યા હતા શાન્તિની વૃષ્ટિને સ્થાને એ દાવાનળ વર્ષાવતો હતો ગુણકારી ઔષધિને સ્થાને એ વિષવૃક્ષો વાવતો હતો મહાત્મા એ પાગનાગ-ગામનો હતો વિશ્વવ્યાપક નિયમની મર્યાદાનું એ પગેપગે ઉલ્લંઘન કરતો હતો એનું સમસ્ત જીવન એક ભીષણ અને ભયંકર વિસંવાદ બન્યું હતું

卐

પરંતુ સમર્થમાં સમર્થ સત્તાધીશ કે પ્રતાપી વિજેતા વિશ્વરચનામાં વણાએલા નીતિના સાર્વત્રિક નિયમોનો ચિરકાલ અનાદર કરી શકે નહિ. અન્યાય અને ક્રૂરતાનો અભ્યુદય દીર્ઘકાલ ટકી શકે નહિ. રામચન્દ્રના આત્માની આન્તર વ્યવસ્થિતિ સમક્ષ રાવણની અપાર બાહ્ય વ્યવસ્થા તેજોહીન બની હતી. એ નરચન્દ્રના મધુર મનોહર જીવનનો પૂર્ણોદય થતાં રાવણનો જીવનકાલ પૂરો થયો હતો.

રામના સમર્થ સૈન્ય સામે થવાની રાવણમાં પ્રચંડ હિંમત હતી પરંતુ સીતાના શરીરસૌન્દર્ય સામે ટકવાની એ કાપુરૂષમાં લેશ પણ શક્તિ નહોતી. પરિણામે રામ અને રાવણનું ઘોર યુદ્ધ મંડાયું.

૬

વાલ્મીકિ શુદ્ધ આત્મતત્ત્વની એકરસ અવસ્થાએ પહોંચ્યા હતા અને જીવનમુક્ત રૂપે વિશ્વને અવલોકતા હતા. એ અનાસક્ત દશામાં વૃત્તિમાત્રનો વિશ્વવ્યાપક આત્મામાં સંપૂર્ણ સંન્યાસ થયો હતો. પ્રત્યેક વાસના, ઈચ્છા અને આકાંક્ષા વિશુદ્ધ બની અનન્ત સત્તામાં વિરાજતી હતી. અચિન્ત્ય ભૂતકાલથી માંડીને અનિર્વાચ્ય ભાવિ પર્યંત ચરાચરજગત્ એક અવિભક્ત વ્યક્તિ તરીકે પ્રત્યક્ષ થતું હતું. એમાં એકજ વિરાટ્ વ્યક્તિનાં અનેક અંશો રૂપે દુઃખ શોક મન્યુ પ્રેમ કલ્યાણ આદિ અનન્ત પરંપરા વહેતી

હતી. ક્રૂર અને કુટિલ આસુરી પ્રકૃતિના ઇતિહાસ સાથે સુન્દર અને સરલ માનવતાનું ભાવિ નિકટ રીતે સંકળાએલુ દૃષ્ટિગોચર થતુ હતુ. પ્રત્યેક પરિચિત પદાર્થ એના અભિનવ રૂપમા વિલસતો હતો અને પ્રત્યેક નૂતન પદાર્થ કોઈ પુરાતન સ્મૃતિરૂપ ચિરપરિચિત જણાતો હતો.

એ વિરાટ્ વ્યક્તિના અપાર દેહ ઉપર આ જીવન અને પરજીવનની ક્ષિતિજ ઉપર ઊભેલી મૃત્યુની કાલકરાલ પ્રચંડકાય પ્રતિમા મહાકવિના નેત્ર સમક્ષ વિસ્તરતી પ્રત્યક્ષ થતી ગઈ. પ્રલયકાલના મેઘ સમાન એની શ્યામ અને ભયંકર આકૃતિ હતી. એના તામ્રવર્ણા લલાટમાં અગ્નિની ઘોર જ્વાલા સળગતી હતી. એના મર્મભેદી નયનમાં ક્ષણિકતાની વિદ્યુત્ ચમકતી હતી. એના ભીષણ ભુજબન્ધનમાં પળેપળે અસખ્ય પદાર્થો અને જીવો પકડાતા હતા અને એના રુધિર નીગળતા ભયાનક મુખમાં કચ્ચરઘાણ થતા હતા. જોતજોતામા રામ અને રાવણની અગણિત સેના ઝડપથી એ મુખદ્વારમાં પ્રવેશ કરતી હતી અને અનન્ત ભાવિમાં લુપ્ત થતી હતી. એટલામાં કુમ્ભકર્ણ અને એની પાછળ મેઘનાદ એ વિકરાલ મુખમા દારુણ વેગથી કૂદી પડયા અને રાવણે એ હૃદયવેધક દૃશ્ય નિસ્તેજ આંખે અને થરથરતે હૈયે નિહાળ્યુ. રાક્ષસપતિએ આસપાસ જોયું તો મૃત્યુની ઘેરી છાયા સર્વત્ર છવાતી હતી અને એનું ભવ્ય અને ભભકભર્યું સામ્રાજ્ય અદર્શન પામતું હતું. રાવણને પોતાનું સમસ્ત જીવન એક ઘોર શાપ સમાન જણાયુ અને દુષ્ટ મનોવૃત્તિના

એક જ તીરની વેદી ઉપર જીવન સમર્પણ કરવા સજ્જ થયો. રામની સામે એ મહાપૂરની ત્વરાથી ધસ્યો પરંતુ પળવારમાં એ મહાકાય મહાવીર મૃત્યુના કાલમુખમાં જઈ પડ્યો અને એમાં દબાઈ કચરાઈ ક્ષિતિજની પેલે પાર અદૃશ્ય થયો.

વાલ્મીકિ મૃત્યુની ભયાનક પ્રતિમાને અનિમિષ નયને નિરખતા હતા અને એમની મધુરી વીણામાંથી મંગલ અને મનોહર સૂરો નીકળતા હતા. મહાકવિને મૃત્યુમાં જીવનનુ સતત સંવેદન થતું હતુ. જગતના રાક્ષસી દુઃખના અતિરેકને અટકાવી મૃત્યુ માનવકલ્યાણ અર્થે અથાગ પરિશ્રમ કરતું હતુ જીર્ણ અને સંકુચિત ક્ષેત્રને સ્થાને એ નવીન અને વિશાલ પ્રદેશ વિસ્તારતું હતુ. એનામાં સ્નેહ અને સમભાવ ઊભરાતા હતા. એની દેખીતી નિષ્ઠુરતામાં અપાર અનુકમ્પા ભરી હતી. એની બાહ્ય વિરૂપતામાં અપૂર્વ મનોહરતા પ્રતીત થતી હતી. એના ભીષણ અને ભયંકર સંહારમા માનવ–આત્માની સનાતન છવિ વિલસતી હતી

卐

બૃહત્કાય પ્રકૃતિનાં અસંખ્ય અનિત્ય સ્વરૂપોમાંથી ધર્મવીર વિભીષણ એકલો અવશિષ્ટ રહ્યો

卐

દશાનનનો મૃતદેહ નિહાળીને મન્દોદરીએ કરુણ આક્રન્દ કર્યું અને રામચન્દ્રે એને આશ્વાસન આપ્યું. વિભીષણે

રાવણના શબને અગ્નિસસ્કાર કર્યો અને ઊર્ધ્વક્રિયા સમાપ્ત કરી લકાના સિંહાસન ઉપર આરૂઢ થયો. અભિષેકની સાથે જ રાક્ષસસસ્કૃતિની પુનર્ઘટનાના મહાકાર્યનો શુભ સકલ્પ એ રાક્ષસવીરે અન્તરના ઊંડાણમા ધારણ કર્યો

તત્કાલ વિભીષણ સીતાને સન્માન પૂર્વક શિબિકામા બેસાડી રામ સન્મુખ લાવ્યો રામચન્દ્રની આજ્ઞાનુસાર સુખાસન છોડી એ સ્વભાવસુન્દર સરલતાની મૂર્તિ પગે ચાલી પતિ સમીપ પધારી પરતુ દૈવાધીન થએલી વિવશ જાનકીને રાક્ષસનો દૂષિત સ્પર્શ થવાથી રામે એનો અગીકાર કરવાની ના કહી વસુન્ધરાના સ્માતત્વમાથી જન્મેલી અને જનકના અધ્યાત્મમાનસમાથી અવતરેલી સ્વતેજથી સુરક્ષિત સીતાને સ્વીકારવા રામ તત્પર નહોતા સીતાએ અગ્નિદેવને આત્મ વિશુદ્ધિના સાક્ષી રૂપે આવાહન કર્યું અને હુતાશનમા ઝપ-લાવ્યુ રામની એ જીવનભાવનાને અગ્નિની કરાલ ઝાળમા ઝળગતી જોઈ ને રામના હૃદયમા પિતામહની શાન્ત અને પ્રસન્ન પ્રતિમા પ્રકટ થઈ અને પ્રાકૃત મનુષ્યની પેઠે સીતાની ઉપેક્ષા નહિ કરવાની પુરુષોત્તમને આજ્ઞા કરી અદર્શન પામી સકલ આત્માથી રામપરાયણ રહેલી અગ્નિથી પરિશુદ્ધ થએલી સીતાને પુરુષવીરે હૃદયના અનન્યભાવથી સ્વીકારી લોકની ખાતરી અર્થે પરમ નિર્મળ જાનકીને રામચન્દ્રે ઉગ્ર કસોટીએ ચઢાવી હતી

રાક્ષસો સાથે દારુણ યુદ્ધ અને મહારમા રામની જીવનભાવના ઝગઝગતી રહી હતી એ લેશ પણ ભ્રષ્ટ કે મલિન નહોતી થઈ.

( ૩ )

સગ્રામ અને સહારના વાતાવરણમાથી મુક્ત થએલી વાલ્મીકિપ્રતિભા સ્વૈરવિહાર કરવા ઉત્સુક બની હતી આર્ય અનાર્ય અને રાક્ષસ સસ્કૃતિ વચ્ચે સ્નેહનો સેતુ બાધી, લંકાથી અયોધ્યા પર્યંત આર્યવસુધાનો વિશાલ પટ અવલોકવા એ તલસતી હતી પ્રકૃતિ અને માનવકૃતિના ચિત્રવિચિત્ર રગો નિહાળવા એ તત્પર બની હતી એણે દિવ્ય પાખો ફફડાવી અને સ્વયનિર્મિત સૌમ્ય સૃષ્ટિ નિરખવા અન્તરિક્ષમા ઉડ્ડયન કરવા માડયુ

પિતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી, સુહૃજ્જનો અને સેનાને સાથે લઇ, રામચન્દ્ર પુષ્પકવિમાનમા વિરાજ્યા અને સીતાને અકમા ધારણ કરી માર્ગમા અનેક દૃશ્યો દેખાડતા અયોધ્યા પ્રતિ આગળ ચાલ્યા પ્રથમ લકા અને એની નિકટવર્તિ સગ્રામભૂમિ ઉપર પ્રત્યક્ષ થતા ભીષણ હત્યાકાડ પ્રતિ દૃષ્ટિપાત કરી, ઘોર ઘુઘવાટ કરતા મહાસાગર ઉપર એ આર્ય વીરે દૃષ્ટિ ઠરાવી અને ત્યાથી કુસુમિત કાનનોથી વીંટાએલી કિષ્કિન્ધા, રમણીય ઋષ્યમૂક અને પદ્મગન્ધિ પમ્પાના શ્યામ અને સુવિશાળ જળ પરમ પ્રસન્નતાથી જોયા એ મનોહર

દર્શન ઉપરથી નજર ઉપાડીને પુણ્યશીલા શબરીની શૂન્ય પર્ણકુટિ, અને અનાર્યવીર જટાયુની અવસાનભૂમિ નિરખી અને ત્યાથી પંચવટીની પરમ રમ્ય પર્ણશાલા, ગોદાવરીના પ્રસન્ન અને શીતલ સલિલ, અગસ્ત્ય શરભગ સુતીક્ષ્ણ અને કુલપતિ અત્રિ આદિ અનેક સિદ્ધો અને તાપસોના અગણિત આશ્રમો અને સંસ્થાનોની પરંપરા, ચિત્રકૂટના રગબેરગી શિખરો, યમુનાના ઘેરા અને મનોહર નીર અને કાંઠાપરના નવપુષ્પિત વનો, મુનિવર ભરદ્વાજનો આશ્રમ, ગંગાની તેજસ્વી તરગમાલા, ગુહની રાજધાની, એ સર્વદશ્યો નિહાળતા નિહાળતા અયોધ્યાનગર પહોચ્યા

આર્યતાની આણ ફેરવી પાછા પધારેલા પુરુષવીરે ગુરુવર્ય વસિષ્ઠને અને માતાઓને પ્રણિપાત કર્યા અને ભ્રાતૃ વત્સલ ભરતને ઊભરાતા સ્નેહથી ઉત્સગમા બેસાડી આલિંગન આપ્યુ રાજ્યરક્ષક શત્રુઘ્નને અભિનન્દન આપી એ રાષ્ટ્રવીરે પુરજનો અને જાનપદોના અભિવાદન ઝીલ્યા સમસ્ત જનતાએ રામના અયોધ્યાપ્રવેશનો ઉત્સવ ગીતવાદ્યનૃત્ય વડે ઊજવ્યો સીતા સહિત રામચન્દ્ર સિંહાસન પર વિરાજ્યા અને પ્રજાસંઘે અપાર સ્નેહથી લોકસ્વામીને સત્કાર્યા સર્વત્ર આનન્દ વ્યાપી રહ્યા

卐

યુદ્ધ અને મહારની અવિરત ગર્જનાઓ શમાવી રામચન્દ્રે વિશાલ જનતાને ભયમુક્ત કરી હતી દસ્યુઓને જિતી એમને સ્વજનસમાન ગણી એ આર્યવીરે વિજાતિમા

ન્યાયનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું. એ મહાનુભાવના પરિશ્રમથી માનવવંશની વિવિધ જાતિઓ અન્યોન્ય નિકટ સમાગમમાં આવી હતી અને પરસ્પર સ્વાતન્ત્ર્ય સંરક્ષવાના મહાકાર્યમાં વ્યાપૃત થઇ હતી. એ નરચન્દ્રે દ્વેષ અને તિરસ્કારનું તમો-રાજ્ય વિદારી પ્રેમ અને બન્ધુતાની તેજઃસૃષ્ટિ રચવા માંડી. એનાં પ્રભાવ અને પ્રેરણાથી આર્ય અનાર્ય અને રાક્ષસ-સંસ્કૃતિની ત્રિવેણીને એક મહાસંસ્કૃતિમા ગુથવાનો મગલ આરમ્ભ થયો. એ મહાપુરુષનાં મધુર મનોહર સ્વપ્નો સફળતાથી મૂર્તિમન્ત થતાં હતાં.

રામચન્દ્રના હૃદયરસનો પરમ આસ્વાદ પામી સુગ્રીવ અને વિભીષણ આદિ સખાઓએ સ્નેહભરી વિદાય લીધી અને સ્વદેશ પહોંચી જનમંડળની વ્યવસ્થાના વિશાલ કાર્યમા ગુંથાયા.

અયોધ્યાના રાજસિંહાસન ઉપર વિરાજી રામચન્દ્રે અપૂર્વ પ્રજાશાસન સ્થાપ્યું અને જીવનની પ્રત્યેક પળ લોક-કલ્યાણ અર્થે નિયુક્ત કરી. લોકહૃદયની આકાંક્ષાઓ એ પુરુષવીરના અન્તરમાં પ્રવેશ કરી પ્રજાજનોનુ મગલ ભાવિ સર્જતી હતી. પ્રત્યેક પ્રજાજન પ્રત્યે રામને સર્વસમાન આદર હતો. પ્રત્યકના હિતમાં એને અસાધારણ રસ હતો. પ્રત્યે-કને દુઃખમાંથી મુક્ત કરવા એ પળે પળે ઉત્સુક હતા. પ્રજાનું રંજન અને પ્રસાદન એના જીવનનુ મહાવ્રત હતુ. સમસ્ત જીવનયાત્રા એણે લોકને સમર્પણ કરી હતી. લોક-હિતની વેદી ઉપર જીવનને એણે ચઢાવ્યું અને પ્રત્યેક ક્ષણે આત્મબલિદાન આપવા તત્પર રહ્યા.

પરંતુ અયોધ્યાની જનતાએ જીવનનો સર્વ ભાર અને એની સકલ ચિન્તા રામના શિર ઉપર નાંખી હતી. પોતાની રિદ્ધિ, સિદ્ધિ, નિર્બળતા, સફળતા, અને પાપપુંજની સર્વ સંભાળ એણે એક પુરુષ ઉપર છોડી હતી. રામ પાસેથી અસંખ્ય ચમત્કારોની આશા એણે રાખી હતી. બહુરૂપી લોકને બુદ્ધિ અને તેજસ્વી ભાવના પ્રત્યે તિરસ્કાર હતો. રામચન્દ્રે વનવાસમાં આત્માના શત્રુઓને સંહાર્યા પરંતુ અયોધ્યાવાસીઓના અન્તરમાં એ પુરાતન પિશાચો અદ્યાપિ વસતા હતા, હૃદયને કોરતા હતા અને માનવસમાજના મૂળને ઉખેડતા હતા. કેટલીકવાર લોકો ક્રૂર અને કઠોર મનોવૃત્તિઓને અનુસરતા અને નિર્દોષ મનુષ્યનો નરમેધ કરવા તત્પર થતા.

સીતાના સ્નિગ્ધ સમાગમમાં રામચન્દ્ર જીવનનું પરમ સુખ અનુભવતા હતા. એ રમણીય આનન્દવેલી રામના જીવનવૃક્ષને વીંટાઈને એને નિરંતર સુવાસિત કરતી હતી અને માધુર્યનો સૂક્ષ્મ સુધારસ સીંચતી હતી. એ આનન્દલતાના અભિસિંચનથી તરુરાજ પૂર્ણપ્રફુલ્લ બન્યો હતો અને સર્વત્ર શીતલ છાયા વિસ્તારતો હતો. એ અપૂર્વ તરુલતા વચ્ચે હૃદયનું અદ્ભુત ઐક્ય પ્રવર્તતું હતું. એ અભિન્ન એકતામાં સર્વોત્કૃષ્ટ સ્નેહની સર્જકતા મૂર્તિમન્ત થઈ. રામચન્દ્રના આત્મયોગથી અમરવેલે માનવતાના મહાકલ્યાણનું તેજોબીજ ધારણ કર્યું. દશે દિશામાં દિવ્ય વાયુ વાવા લાગ્યા. રત્નાકરના તરંગોએ સૌમ્ય સુન્દર નૃત્ય માંડયું. તારાઓએ તેજધારા વર્ષાવી. સમરભૂમિ પુષ્પોદ્યાનમાં પરિણત થઇ.

શૂન્ય અને સત્ત્વહીન જીવોમાં મધુર સંગીત સંભળાયુ. પુરુષોત્તમના પુણ્યયોગથી જનકના જીવનની એ મહાભાવના ફલવતી થઈ હતી અને અખિલ જગત્ આનન્દપુલકિત બન્યુ હતુ.

卐

કવીન્દ્રની કલ્પના સરયૂના સમૃદ્ધ કિનારા ઉપર વિરાજતી અયોધ્યાનગરી ઉપર મીટ માંડી રામચન્દ્રની રમ્ય અને સૌમ્ય જીવનલીલા નિહાળતી હતી અને અપૂર્વ પદ્યરચનામાં મૂર્તિમન્ત થતી હતી. પ્રેમ અને બન્ધુતાનાં ગીતો ગાતી વાલ્મીકિની પ્રતિભા અનન્તતાના દિવ્યકાંઠે બેઠી હતી અને દૂરદૂરથી ધસી આવતુ કારુણ્ય મહાસાગરનું પ્રચંડ પૂર એકચિત્તે નિરખતી હતી. જોતજોતામાં એ પ્રલયતરંગો ઋષિવરના હૃદયતટે અથડાયા અને કારુણ્યમૂર્તિ **સીતા** એ દારુણ પ્રવાહમા તણાતી દૃષ્ટિગોચર થઈ. મહાકવિએ તત્કાલ મહાપૂરમા ઝંપલાવ્યુ અને **સીતા**ને બચાવવા ભવ્ય અને ભરપૂર ભરતી ઉપર ઝંઝાવાતના તીવ્રવેગે તરવા માંડયું. કવિવરના સૂક્ષ્મદેહની આસપાસ અસંખ્ય ઘોર ઘુઘવાટો સંભળાતા હતા, અભેદ્ય ખડકો અથડાતા હતા અને ગાઢ અન્ધકારના ઘેરા થરો છવાતા હતા. સર્વત્ર સંતમસ હતુ. કવીન્દ્રનું નયન માત્ર નિહાળતુ હતુ. માધુર્યમૂર્તિ **સીતા** સંક્ષુબ્ધ ઊર્મિઓ ઉપર ઊછળતી અથડાતી દૂર દૂર તણાતી આગળ જતી હતી **સીતા**ને સંરક્ષવા કવિવર સમગ્ર આત્માથી આગળ ધસ્યા પરંતુ અગણિત આવર્તોની મધ્યમા

**સીતા** ડૂબી ગઈ ! મહાકવિને સહસ્રમૃત્યુનો એકસામટો આચકો લાગ્યો પરંતુ અપાર સહનશક્તિ માગવી **સીતા** પાછળ સાગરના અગાધ જળમાં ડૂબકી મારી અને સમુદ્રતલને વીંધી રસાતલમાં ગતિ કરી. એ શુદ્ધ સનાતનતાના પ્રદેશમાં સર્વત્ર અનિર્વાચ્ય શાન્તિ વિરાજતી હતી. એમાં તેજોમય અમૃતમય અનન્ત એકલો વિહરતો હતો. એ અપાર તેજની મધ્યમાં એની અસંખ્ય કોટિ ફણા ઉપર એક દિવ્ય સિંહાસન દેખાયું. એ દેદીપ્યમાન આસન ઉપર **સીતા** અને રામ શાશ્વત સુખમાં વિરાજતાં હતાં અને સનાતન સ્મિતની સૌમ્ય પ્રભા કવિવર પ્રતિ વિસ્તારતાં હતાં. **સીતા**-રામનો નિત્ય સંયોગ વાલ્મીકિની આર્ષદૃષ્ટિ નિરખી રહી.

卐

**સીતા**ના મધુર અને મંગલ સહવાસનું રામનું સુખ અસ્થિર અને અનિત્ય હતું. જનકની એ જીવનદીપિકાનું સૌમ્યસુન્દર તેજ રામના હૃદયને અદ્ભુત દીપ્તિથી ઊજાળતું હતું પરંતુ લોકહૃદયની કઠિન ભિત્તિઓને ભેદવા એ અશક્ત હતું. એટલામાં સંજોગોનું અદમ્ય પૂર ઊભરાયું અને સ્હેજવારમાં **સીતા**નો નિત્યવિયોગ આવી પહોંચ્યો. પ્રિયતમાનું સમાગમસુખ રામના જીવનમાં ક્ષણિક સ્વપ્નસૃષ્ટિ સમાન સ્મરણશેષ રહ્યું !

નિષ્કલંક લોકસેવક રામે **સીતા**પ્રત્યે એકવાર નિન્દ્ય અને કલંકિત લોકવાણી સાંભળી. વનવાસમાં રાક્ષસને વશ થએલી **સીતા**ની પવિત્રતાની પુરવાસીઓએ શંકા કરી. જાનકીની વિશુદ્ધિનો રામચન્દ્રનો અન્તરાત્મા સાક્ષી હતો. એ સુકુમાર સ્ત્રીશરીરનો ભોગ આપવા અયોધ્યાની જનતા

એકત્રિત થઈ હતી. એના યશ.શરીરને પશુની પેઠે યજ્ઞની વેદી ઉપર ચઢાવી પુરજનો, જાનપદો અને પરિષદ્‌ના સભ્યો સહસ્રકૃપાણો લઈ એનો વધ કરવા તત્પર થયા. લોકસંઘની ઈચ્છાને સન્માની રામચન્દ્રે રાજધર્મની ઉગ્ર અસિધારા ઉપર **સીતા**ની સુકોમલ જીવનવેલને ચઢાવી અને સ્વહસ્તે છેદી નાખી. લોકના ચક્ષુઓથી રામચન્દ્રે જોયુ અને ભયકર અપવાદથી ભયભીત બની રાજસેવક લક્ષ્મણદ્વારા **સીતા**ને વિવાસિત કરી. પુણ્યશીલ તપસ્વીઓના મનોહર આશ્રમો નિહાળવાની **સીતા**ની અન્તરની અભિલાષા હતી એ અંતિમ ઇચ્છાને અનુસરી રામે એને તમસાના તીર ઉપર વિરાજતા વાલ્મીકિતપોવનમાં આયુષ્યનો અવશેષ ગાળવા અયોધ્યામાથી વિદાય કરી.

રાજશાસનને અનુવર્તી જાનકીને રથમાં બેસાડી લક્ષ્મણે વાલ્મીકિના આશ્રમ સમીપ એને ઊતારી નયનમાંથી અઢળક નીર વર્ષાવતા દીન અને અસહાય લક્ષ્મણે વિવાસનનુ કારણ એને નિવેદન કર્યું એ દારુણ વચન સાંભળતાંજ વૈદેહી પરમ વિષાદ પામી અને પૃથ્વી ઉપર અચેતન થઈને ઢળી પડી શોકમૂર્છામાથી જાગૃત થઈ જાનકીએ અન્તરની અસહ્ય વેદના અપાર શાન્તિથી સહન કરી અને ગુરુજનો અને પ્રજાનિષ્ઠ પ્રજાનાથને ચરણવન્દન કહાવ્યાં **સીતા**એ પ્રિયતમ પતિના કાર્યને પ્રાણના ભોગે પણ શિરોવન્દ્ય ગણ્યુ અને રામચન્દ્રને હૃદયમા ધારણ કરી શોકસાગરમા ડૂબી ગઈ **સીતા**ને વનમાં એકલી ત્યજી દુખિત થતો લક્ષ્મણ રામ સમીપ પાછો ગયો. સમસ્ત તપોવન એ કરુણતાની મૂર્તિ સાથે કરુણ વિલાપ કરતુ હતુ.

**સીતા**નું હૃદયભેદક રુદન સાંભળી મહર્ષિ વાલ્મીકિ તત્કાલ આશ્રમમાંથી આવી પહોંચ્યા ત્રિકાલજ્ઞ મહામુનિએ **સીતા**ની ગોડકથા અન્તસ્થ ચક્ષુથી જાણી હતી દુખમૂર્તિ જાનકીને જોતાં ચેતન આત્માની અશેષ અનુકમ્પાથી અમૃત સમાન મધુરવાણી ઋષિવરે વર્ષાવી અને પરમ આશ્વાસન આપી સ્નેહપૂર્વક તપોવનમાં સત્કારી વાલ્મીકિએ પોતાની નિર્મળ અને શીતળ છાયામાં જાનકીને પુત્રી સમાન જતન કરીને જાળવી રાખી સહૃદય ઋષિપત્નીઓ, સ્નેહાળ ઋષિ બાલકો અને પરમપ્રિય પ્રકૃતિના નિરતર સહવાસમાં સ્વસ્થ બની **સીતા**એ કરુણ અને કષ્ટમય જીવન વ્યતીત કરવા માંડ્યું

卐

લોકોએ **રામ**ની એ જીવનભાવના પ્રત્યે શકિત નજરે જોયું અને નગરમાંથી એને નિર્વાસિત કરી **સીતા** નગરલક્ષ્મી ન બની એ વનલક્ષ્મી યુગમાં કે જનપદમાં લોકપ્રિય ન થઈ વાલ્મીકિના માનસમાંથી અવતરેલી **સીતા** એના સર્જક પાસે પાછી આવી અને ત્યાંજ પુરસ્કાર પામી મહાકવિની કાવ્યમૂર્તિ મહાકવિના મનોધામમાં વસી રહી

卐

રામ અને રાવણનું યુદ્ધ એ સંગ્રામમાત્રના સમાપનનું યુદ્ધ નહોતું યમુનાતીરે વસતા તપસ્વીઓને લવણાસુર અપાર ત્રાસ આપતો હતો તાપસોના સહારથી ભયભીત બનેલા ઋષિગણો રામચન્દ્રને શરણે આવ્યા અને રામે શત્રુઘ્નને લવણનો વધ કરવા આજ્ઞા કરી મહાન

સૈન્યને સાથે લઈ શત્રુઘ્ને એ ક્રૂર રાક્ષસનો નાશ કર્યો અને રામના શાસન અનુસાર મધુરામાં રાજધાની સ્થાપી શાન્ત જનતાને નિર્ભય કરી.

卐

પ્રકૃતિ અને માનવહૃદયના શ્યામ અને ઉજ્જ્વલ ઉભય સ્વરૂપો કવીન્દ્રને સમાન આનન્દ આપતાં હતાં. ઉભય એમને ઊંડા ચિન્તનમાં નિમગ્ન કરતાં હતાં. મહર્ષિ અહંભાવને ઓલવી નાંખી અનેક મૂર્તિઓ સર્જતા હતા અને એમાં રસમય જીવન ભરતા હતા પ્રત્યેક પ્રતિમાના અન્તરમાં પ્રવેશ કરી મુનિવર સૌન્દર્યની સનાતન વાણીનું *સતત સર્જન કરતા હતા અને પરમાનન્દમાં વિહરતા હતા.*

卐

સીતાની સુકુમાર છવિ નિરંતર અન્તરમાં ધારણ કરી રામચન્દ્ર કર્તવ્યની કૃપાણધારા ઉપર ચાલતા હતા અને પ્રજાનું પરિપાલન કરતા હતા. રાજધર્મની ભડભડતી જ્વાલામાં એ લોકનિષ્ઠ નરપતિ હૃદયમાં નિષ્ઠુર ઘા સહી સહી પ્રેમ અને દયાની અમૂલ્ય આહુતિ આપતા હતા. અયોધ્યાવાસીજનોએ રાવણના સંહારની મુક્તકંઠે પ્રશંસા કરી હતી પરંતુ રામની જીવનભાવના સીતાની સુન્દરતા અને મર્જકતાની નિન્દા કરી એનું નિર્દયતાથી નિર્વાસન કર્યું હતું. કલ્પનાશૂન્ય લોકને સર્જનની કલા કરતાં સંહારની કલામાં અધિક રસ હતો. રામચન્દ્રે ન્યાય સ્વાતન્ત્ર્ય સુખ અને શાન્તિનો મહાયુગ શરુ કર્યો પરંતુ સંગ્રામ અને

સહારના સાધનોમાથી લોકવૃત્તિ અદ્યાપિ મુક્ત નહોતી થઈ લોકજીવનમા સ્વતન્ત્ર વિકાસ કરતા અચેતન યત્રને ગુણ કરતા સખ્યાને જીવન કરતા મૃત્યુને હજુ પણ અધિક સ્થાન મળતુ હતુ રામચન્દ્રના મહાન અને તેજસ્વી સ્વપ્નો પોતાના જ પ્રજાજનો વચ્ચે નિષ્ફળ થતા હતા એનો જીવનસદેશ જીરવવાનુ જનતામા સામર્થ્ય નહોતુ એના કાર્યની પ્રિયતમ દિશાઓ શૂન્યની ગર્જનાથી લોકો અવરોધતા હતા

રામચન્દ્ર રાજસસ્થાને શુદ્ધ પ્રજાહિત અર્થે વિકસાવતા હતા એની જીવનસરિતા પ્રજાના કલ્યાણ અર્થે એકધારી વહેતી હતી પરંતુ પ્રજાજનોના જીવનમા સ્વાર્થ અને પરાર્થના સયુક્ત મોજા ચઢતા ઊતરતા વિષમ પ્રવાહમા વહેતા હતા એ પુરુષવીરના પ્રબળ પ્રયત્નો છતા લોકમાનસમા વિશિષ્ટ રૂપાતર નહોતું થતુ પ્રકૃતિના અમાપ બળો સામે એ મહાવીર અનેક સંગ્રામો ખેલતા હતા પરતુ માનવસ્વભાવની નિર્બળતાઓ એકાએક ઓસરતી નહોતી પુરાતન પ્રણાલિકામા પરિવર્તન કરી સ્વતન્ત્ર ડગલુ ભરતા લોકો ડરતા હતા બુદ્ધિના પ્રદીપને જોતા વેત જ એમના નિર્બળ નેત્રો મીંચાતા હતા ભાવનાના તેજથી એ ચમકતા હતા અને ચમકીને દૂર દૂર નાસતા હતા એમની ઇષ્ટ કે અનિષ્ટ ઇચ્છાના દોર અનુસાર એ રાજાને દોરતા હતા રામરાજ્યમા પ્રજાજનોનુ પરિબલ અપાર હતુ અને રામને પ્રજાના રજન અર્થે લોકમતને વારવાર નમવુ પડતુ

એકવાર એક રમણીય સરોવરતીરે એક શૂદ્રતાપસે દેવત્વની પ્રાપ્તિ અર્થે ઘોર તપસ્યા આદરી અને લોકો ભયભીત બન્યા. શૂદ્રના તપોબલથી પ્રજાજનોને આર્યજનમંડલનું અસ્તિત્વ જોખમમાં લાગ્યું. એમાં સામાજિક સંકલનાનો વિચ્છેદ જણાયો. એમાં વર્ણવ્યવસ્થાનો હ્રાસ દેખાયો. દ્વિજવરોએ શૂદ્રના સંહારનો સંકલ્પ કર્યો અને સમાજસંરક્ષણ અર્થે શમ્બૂકના વધનું રામને શાસન કર્યું. રામચન્દ્ર પ્રજામતને અધીન થયા. તત્કાલ એણે હાથમાં ખડ્ગ ધારણ કર્યું અને અપાર આન્તરવ્યથા અનુભવતા શૂદ્રતાપસ સમક્ષ આવી પહોંચ્યા. શમ્બૂકના તપતેજથી રામચન્દ્ર મુગ્ધ થયા. એ મતવાદી શૂદ્રમુનિની પવિત્ર વાણીથી એ પુરુષવીર પ્રશાન્ત થયા. એની અનાથ અવસ્થાથી એ આર્યવીરના અન્તરમાંથી અનુકમ્પા ઝરવા માંડી. કોઈ અકથ્ય શોકથી એ મહાપુરુષનું કોમળ હૈયું વલોવાતું હતું. પ્રજામતની વેદી ઉપર રામચન્દ્રે આર્દ્રતાની આહુતિ આપી. એ લોકરંજક રાજાએ એક વાર ફરીથી હલાહલ વિષનું પાન કર્યું. નિષાદરાજ ગુહના પરમ સખા રામચન્દ્રે નિર્દોષ શૂદ્રતાપસ ઉપર પરાણે ખડ્ગ ઉગામ્યું અને એનો શિરચ્છેદ કર્યો. સાથે સાથે રામનું હૃદય ખડ્ગની તીક્ષ્ણ ધારથી આરપાર વીંધાઈ ગયું.

卐

રામરાજ્યમાં સીતા અને શમ્બૂક, ઉભય, પ્રજાપ્રિય ન થયાં. સ્ત્રી અને શૂદ્રના સામાજિક પ્રશ્નોનું નિરાકરણ

અયોધ્યાની જનતાએ, એકના નિર્વાસનથી અને અન્યના સંહારથી કર્યું ! ન્યાયની ભાવનાના ઉદય અર્થે માનવહૃદયમાં પરિવર્તનની રાહ જોવાતી હતી.

卐

વાલ્મીકિના મનોમહારણ્યમાં **સીતા**નું સંરક્ષણ અને સંવર્ધન અપાર સદ્ભાવથી થતું હતું ઋષિવરની કોમળ અને નિર્મળ છાયામાં એ કલ્પલતા કુસુમિત થઈ અને લોકકલ્યાણનો જન્મ થયો. સીતાના સુમંગલ પ્રસવથી મહર્ષિનું સકલ જીવન સફળ થયું. જાનકીની પ્રસૂતિને વાલ્મીકિએ આત્માના અમૃત રસથી ઉછેરવા માંડી અને એના અન્તરમાં કવિતાનું સંગીત ઊતારવા માંડયું. કાવ્યસંગીત સર્વત્ર વિસ્તારવાનું અને લોકહૃદયને પલટાવવાનું મહાકવિનું ચિરતન સ્વપ્ન મૂર્તિમન્ત થતું હતું.

અયોધ્યાની જનતાને આધ્યાત્મિક નિદ્રામાંથી જાગૃત કરવા મુનિવર પરમ ઉત્સુક બન્યા હતા. પ્રજાજનોને જીવનના સાચા મૂલ્યનો સાક્ષાત્કાર કરાવવા મહર્ષિ આતુર હતા. લોકહૃદયમાં સૌન્દર્યનું સિંચન કરવા એ ઉત્કંઠિત થયા હતા.

એટલામાં ઋષિવરના આર્ષનયન સમક્ષ સમસ્ત વાતાવરણને ઘોર અને ભયંકર નાદે ગજવતું એક શ્યામવર્ણું ગહન ઝરણું પ્રત્યક્ષ થતું ગયું. એના ધોધબંધ વહેતા દારુણ પ્રવાહમાં અયોધ્યાની જનતાનો પ્રચંડ ક્રોધ ઊભરાતો હતો અને મૃત્યુમહાસાગર તરફ ધસડાતો હતો. એના ઉભય

કાંઠા ઉપર સુકુમાર પુષ્પો કે હરિયાળી કુંજો કે પ્રફુલ્લ વૃક્ષો, કાંઈ જ દેખાતુ નહોતુ. એની આસપાસ પક્ષીઓના મંજુલ સૂરો સંભળાતા નહોતા કે પવનની સુખકર લહરીઓ વાતી નહોતી. એના અન્તરમાં અન્ધકાર ભર્યો હતો. એના પ્રવાહમાં મતત સંક્ષોભ હતો. એમા પાપ અને અનુતાપથી સળગતાં હૈયાંના આર્ત પોકારો પળેપળે સંભળાતા હતા. આકાશમાં મનોહર ચન્દ્ર પ્રકાશતો હતો પરંતુ એના શાન્ત શીતલ તેજોમય કિરણો એ મલિન અને નિસ્તેજ સ્રોતના અગાધ ઉરઃસ્થલને ભેદવા અશક્ત હતા. આ કરુણ દશ્ય નિહાળીને વાલ્મીકિનુ કોમળ હૈયું અત્યત દ્રવવા માંડ્યુ. એના અન્તરના અન્તરતમ ઊંડાણમાંથી રામ અને સીતાનું હૃદયવેધક નિર્મળ ગાન ઝરવા માડ્યુ. સૌન્દર્યદેવીની મધુરી વીણા એ અપૂર્વ ગાન માથે અંતરિક્ષમાંથી અદ્ભુત સૂર સર્જતી હતી. એ દિવ્ય સંગીતમાથી સત્ય અને સૌન્દર્યની વિવિધ સુરાવટ વિકસતી હતી એ અલૌકિક ગાનના તરંગોનો સર્વત્ર મંચાર થયો અને પેલા જનમમૂહના અન્તરમાં આન્દોલન થવા માંડ્યુ. મૃત્યુ તરફ ઝડપથી દોડી જતો એ જનપ્રવાહ પળવાર થંભી ગયો. એના ગહનતમ પ્રદેશમાં સંગીતના સૂર પહોંચ્યા અને તત્કાલ ભવ્ય ભરતી ચઢવા માંડી. જોતજોતામાં એ શ્યામ અને મલિન નીર ઉજ્જ્વલ અને સ્વચ્છ થયાં. કાંઠાપરનાં વેરાનોમાં લીલા વનો વિસ્તરી રહ્યાં. વચ્ચે વચ્ચે રંગબેરંગી સુવાસિત પુષ્પો ખીલી રહ્યાં. ઘેર ગમ્ભીર વિશાલ વૃક્ષો ફળભારથી નમી રહ્યાં. સંગીત-સર્જક પક્ષીઓ ગીતના લયમાં લીન બન્યાં. મધુગન્ધિ-વનોમાંથી મન્દ વાયુ વાવા લાગ્યા. ગિરિરાજોના ગહ્વરમાંથી

શીતલ સ્રોત વહેવા માંડયા ચન્દ્રમાનું જ્યોતિર્બિંબ પ્રતિતરંગે નાચી રહ્યું મહાકવિનો સકલ આત્મા હૃદયરસ રેડી રહ્યો

એ અમૃતરસની અદ્‌ભુત ઝડી લોકહૃદયમાં વરસતી હતી અને ઝરણાનો ભરપૂર પ્રવાહ વાલ્મીકિના હૃદય પ્રતિ પલટાતો હતો **રામ** અને **સીતા**ના સંયોગ અને વિયોગની સનાતન ગાથા ગાતા ગાતા કવિવર લોકહૃદયના પ્રબળ પ્રવાહને ઉલટાવી પોતા તરફ વાળતા હતા લોકહૃદયનું વિપુલ ઝરણું વહેતું વહેતું વાલ્મીકિના હૃદયમહાસાગરમાં ભળી ગયું

卐

પ્રજાપરાયણ રામચન્દ્રે પ્રજાજનોની અપાર પ્રીતિ સંપાદન કરી હતી એની યશોગીતા ગૃહેગૃહે ગવાતી હતી શાન્ત અને સંયમશીલ ક્ષાત્રબલની પ્રતિષ્ઠા અર્થે રામચન્દ્રે અશ્વમેધ યજ્ઞનો આરમ્ભ કર્યો નૈમિષારણ્યમાં યજ્ઞમંડપની સ્થાપના કરી યજ્ઞભૂમિની આસપાસ એક મનોહર વિશાલ નગર મૂર્તિમન્ત થયું હતું સમસ્ત રાજકુલ, પ્રજાજનો, બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ, તપસ્વીઓ, સુગ્રીવ વિભીષણ આદિ સ્નેહીજનો, વાનરો, રાક્ષસો, સર્વે, યજ્ઞસમારંભમાં એકત્રિત થયા હતા અને નગરના વિવિધ વિભાગોમાં વસતા હતા રામચન્દ્ર અર્થિઓની ઇચ્છાનુસાર અઢળક દ્રવ્ય આપતા હતા યજ્ઞમાં **સીતા**ની સુવર્ણમૂર્તિ રામની ધર્મપત્ની હતી

એ મહોત્સવમાં શિષ્યસહવર્તમાન ભગવાન વાલ્મીકિ પોતે પધાર્યા યજ્ઞના ધર્મપરાયણ વાતાવરણમાં કવિતાનો અલૌકિક રસ રેલાવવા મહર્ષિએ દૃઢ સંકલ્પ કર્યો હતો સ્ત્રી શૂદ્ર અને સકલ જગત્ પ્રતિ લોકદૃષ્ટિ બદલવાનો

મહર્ષિનો હેતુ હતો હૃદયની કોમળતામાં વસેલી સાચી સંસ્કૃતિનું સર્વેને ભાન કરાવવાનો ઋષિવરનો આશય હતો. તત્કાલ કુશ અને લવને વીણાના સુમધુર લય સાથે રામાયણનું સમસ્ત કાવ્ય જનતા સમક્ષ ગાવાની મહામુનિએ આજ્ઞા કરી. રથ્યાઓ, રાજમાર્ગો અને ઋષિવાટોમાં એ સુકુમાર વીરોની વીણાના શ્રુતિમનોહર સૂરો સંભળાતા હતા. જ્ઞાન અને કર્મનો રસિક સમન્વય કરનાર રાજર્ષિ જનકના એ ઉભય કુમારો દૌહિત્ર હતા. સીતા અને રામચન્દ્રના રસજીવનની મધુર ઉજ્જ્વલ જ્યોત હતા અસંખ્ય માનવોનાં હૈયાં પલટાવતા એ યજ્ઞવાટની સમીપ આવ્યા અને ઋત્વિજો સમક્ષ સંગીતની રમઝટ માંડી રામચન્દ્રે એ અલૌકિક ગાન એકચિત્તે સાંભળ્યું અને પ્રજાજનો, પાર્થિવો, પંડિતો, પૌરાણિકો, ક્રિયાકોવિદો, ગીતનૃત્યવિશારદો આદિ સર્વેને એકત્રિત કરી વારવાર એ મધુર ગાન સંભળાવ્યું. એ અલૌકિક સંગીત સાંભળતાં કોઈને તૃપ્તિ ન થઈ. સીતાની ગહન અને ભરપૂર વેદનાનું વિરલ સંગીત કુમારોનાં મુખમાંથી ઝરતું હતું. અયોધ્યાવાસીજનો એ હૃદયદ્રાવક સંગીતથી વિસ્મયચકિત બન્યા. એમની કલ્પના સતેજ થઈ. એમની મનોવૃત્તિઓ નિર્મળ થઈ. એમના હૃદયની કઠોરતા કોમળતામાં સંક્રાન્ત થઈ એમનાં અન્તરમાં સૌન્દર્યભાવના ઉદય પામી. એમનો અખિલ આત્મા ઉન્નત થતો ગયો. મહાકવિની કવિતાનું અનિર્વચનીય સનાતન સૌન્દર્ય સર્વત્ર વિલસી રહ્યું.

એ અપૂર્વ સંગીત સાંભળીને રામચન્દ્રે આત્મજોને ઓળખ્યા અને સીતાને પાછી લાવવા વાલ્મીકિને વિનંતિ

કરી. રામની આજ્ઞાને અનુસરી આત્મવિશુદ્ધિની ખાતરી અર્થે સીતાએ કોઈ ચમત્કાર લોક સન્મુખ સિદ્ધ કરવાનો હતો. આ અદ્ભુત નિરખવા અર્થે પ્રચંડ જનસાગર ઉલટયો હતો. સીતાના અનન્યસહાયક ભગવાન વાલ્મીકિ એકલાજ હતા.

વાલ્મીકિની પાછળ પાછળ વૈદેહી લોકસમુદાય સમક્ષ આવીને ઊભી રહી. એના ઉભય પુત્રો એને અનુસરતા હતા. મહર્ષિએ આત્માના સકલ સામર્થ્યથી સીતાની પવિત્રતાની પ્રેક્ષકોને ખાતરી આપી. લોકરંજક રામચન્દ્રે કારુણ્યમૂર્તિ જાનકીને લોકપ્રત્યય અર્થે કાંઇ અદ્ભુત કરી બતાવવા આજ્ઞા કરી. વિશ્વસમસ્ત સીતાના શીલનું સાક્ષી હતું. લોકાપવાદ નિવારણ અર્થે સર્વ તત્ત્વો સીતાની વ્હારે ધાયાં. જાનકીએ લૌકિક જગતની પેલે પાર વિરાજતા અનન્તની આરાધના કરી. પળવારમાં અલૌકિક પવન વાયો. પ્રતિ દિશામાં દિવ્ય પરિમલ મ્હેકી રહ્યો. અનન્યહૃદયા જાનકી અધોમુખી ઊભી રહી. જોતજોતામાં રસાતલ ફાટયું અને જાનકી અનન્તતામાં વિલીન થઈ. સીતાનું યશઃ શરીર પૃથ્વી ઉપર પડી રહ્યું. સકલ જગત્ ક્ષણવાર સ્તબ્ધ થયું.

જાનકી ગઈ. પ્રિયતમાને પૃથ્વીમાં અદર્શન પામતી નિહાળીને રામચન્દ્રનું હૃદયાકાશ કરુણ ચીસથી ચીરાઈ ગયું. સર્વ સંયમ સરી ગયો. નેત્રમાંથી પ્રલયપૂર વહી રહ્યાં. અંગેઅંગ શિથિલ થયાં. સર્વગાત્ર કમ્પી રહ્યાં. રામચન્દ્રનો અખિલ આત્મા અપૂર્વ શોકથી છવાઈ ગયો. સીતાને

સ્વાધીન કરવા કે પોતાને સમાવવા પૃથ્વીને એણે પોકાર કર્યો. પૂર્વે જનકને સોંપી હતી તેમ પોતાને પાછી સોંપવા પૃથ્વી પાસે જાનકીની શૈથપૂર્વક માગણી કરી. પલકવારમાં પુરુષવીરે રુદ્રરૂપ ધારણ કર્યું વસુન્ધરાની રસાળતાનો નાશ કરવા રામચન્દ્ર તત્પર થયા એકાએક પદ્મયોનિ પ્રકટ થયા. રામચન્દ્ર અકાર્ય કરતાં અટકી ગયા. ક્રોધશોક શમી ગયાં. રામચન્દ્ર સ્વસ્થ થયા પિતામહના પ્રસાદથી પુરુષોત્તમની મર્યાદા પળવાર ઓસરી ગઈ અને પૂર્ણ સ્વરૂપ પ્રત્યક્ષ થયું. અનન્તતામાં સીતારામનો સનાતન સંયોગ સિદ્ધ થયો. વાલ્મીકિના કાવ્યદેહમાં રામસીતા અમર રહ્યાં. બ્રહ્મદેવ અદ્દશ્ય થયા

卐

જાનકી આ ભાવનાહીન જગતને છોડી ચાલી ગઈ. સંસારને પોતાની અલ્પ પણ અલૌકિક જીવનલીલાથી શોભાવી વિકસાવી એ અમરવેલી અમરધામમાં ગઈ. જીવનની શાન્ત મધુર અને પવિત્ર ભાવનાનો લૌકિક જગતમાં સ્વીકાર ન થયો. એની સ્વભાવસિદ્ધ સરલતા અને વિશુદ્ધિ પ્રત્યે સંપૂર્ણ લોકશ્રદ્ધા ઉત્પન્ન ન થઈ જનાપવાદને આગળ કરી મર્યાદાપુરુષોત્તમ જાનકીનો અંગીકાર કરતાં અચકાયા. જાનકી પાર્થિવ જગતને ફોડી અનન્તતામા ગઈ અને સનાતન બ્રહ્મના અખંડ સહવાસમા ચૈતન્યશક્તિરૂપે વિલસી રહી.

સર્જનની ભાવના એના મહાન સર્જક પાસે પાછી ગઈ સર્વવ્યાપક સૌન્દર્ય સનાતન સત્યમાં મળી ગયું.

વાસ્તવિક જગતમા સીતાની ભાવના કરુણતા હતી
સત્યનિષ્ઠ મહાકવિના કાવ્યજગતમા એ કરુણતા જ રહી

卐

સીતાના રસાતલ પ્રવેશ પછી રામચન્દ્રને સકલ જગત્ શૂન્ય થયુ જીવનની મધુરતા ચાલી ગઈ અને અન્તરમા અકથ્ય વેદના વ્યાપી રહી યજ્ઞસમાપન થતા એકત્રિત થએલા અતિથિઓને રામે આદરપૂર્વક વિદાય કર્યા અને સીતાની નિર્મળ છવિ અન્તરમા ધારણ કરી અયોધ્યા પાછા ફર્યા

પ્રજાનું રજન કરતા કરતા રામચન્દ્રે જીવનના અનેક વર્ષો વીતાવ્યા પ્રજાકલ્યાણમા બાધક પ્રત્યેક અનર્થનું એ પુરુષવીર દઢતાથી નિવારણ કરતા હતા અને પ્રજાજનોને પરમ સુખ આપતા હતા કાળના વહેણની સાથે રામની ત્રણે માતાઓ એક પછી એક પરલોકમા સીધાવ્યા રામચન્દ્ર પ્રિયજનોનું પુણ્ય સ્મરણ કરતા જીવનનો ઉત્તરકાલ નિર્ગમન કરતા હતા

રામનું આન્તર જીવન ભવ્ય કારુણ્યથી ભરેલું હતુ એ મહાનુભાવ અદ્ભુત શાન્તિ અને મૌન સેવી સીતાના આત્યન્તિક વિયોગની મહાવ્યથા એકલા અનુભવતા હતા રાજ્ય વૈભવ, સત્તા, સુખ સર્વ, એને તુચ્છ અને નિરર્થક જણાતા હતા અન્તરમા વિયોગવેદનાના ઊડા ઘા ઊતર્યા હતા અને હૃદયને રુધિરના ઘેરા રગથી રગતા હતા કોઈ

કોઈ વાર એ નરવીરના ચિત્તની શાન્તિ ચાલી જતી અને હૃદયાકાશમાં શ્યામ વાદળાં છવાતાં, તોફાની વાયુ વાતા અને કાલકરાલ વિદ્યુતના ચમકારા હૃદયપટને ચીરી નાંખતા. ધીમે ધીમે સીતાની પ્રિયતમ પ્રતિમા અન્તર્પટમાં ઉલ્લસતી અને અન્ધકારની આંધી ઊતરી જતી.

*જાનકીના શાશ્વત સંયોગની મધુર આશામાં એ પુરુષોત્તમ* જીવનનાં અનેક કર્તવ્યો પરિપૂર્ણ કરતા હતા. ભૌતિક જગતમાં લુપ્ત થએલી જાનકી અનન્તતાના અમરકુંજમાં વિરાજતી હતી. એ અમરધામમાં અસ્થિર અને અકલ દૈવની ઘેરી અને ભયંકર મેઘમાળા દૃષ્ટિગોચર નહોતી થતી એમાં અખંડ મધુરતાની અલૌકિક સરિતા વહેતી હતી. એમાં અવિચ્છિન્ન આનન્દ પ્રવર્તતો હતો. એમાં એકરસ જીવન વિલસતુ હતુ. રામચન્દ્ર કેટલીકવાર અનન્ત જીવનના ઉદય-ગિરિ ઉપર ચઢી અમૃતકુંજમાં વિહરતી પ્રિયતમાને એકી-ટશે નિહાળતા હતા અને કેટલીકવાર એ અક્ષયકુંજનાં તેજપુષ્પોની પાછળ મુક્તહાસ્ય કરતી કાન્તાને આલિંગન આપવા ઉત્સુક થતા હતા. એકવાર એ મહાવીરે સીતાનો દિવ્ય સાદ સાંભળ્યો અને જીવનકાર્ય સંકેલી, અમરધામની યાત્રા અર્થે અપાર શાન્તિથી તૈયારી કરવા માંડી.

卐

રામચન્દ્રે કેકયરાજ યુધાજિત્‌ની ઇચ્છાનુસાર ભરતને ગન્ધર્વદેશ જિતવા મોકલ્યા. એ રમણીય અને સમૃદ્ધ પ્રદેશ જિતી ભરતે પોતાના ઉભય પુત્રો તક્ષ અને પુષ્કલને તક્ષ-

શિલા અને પુષ્કલશિલાના રાજસિંહાસને સ્થાપ્યા. લક્ષ્મણના કુમારો અંગદ અને ચન્દ્રકેતુનો રાજ્યાભિષેક પશ્ચિમ અને ઉત્તરમાં આવેલી અંગદીયા અને ચન્દ્રકાન્તા નામની નગરીઓમાં થયો. વિન્ધ્ય પર્વતની સીમા ઉપર આવેલી કુશાવતીમાં કુશનું રાજ્યારોહણ થયું અને લવને શ્રાવસ્તિના સિંહાસને બેસાડવામાં આવ્યો. રામચન્દ્રે શાન્ત અને પ્રસન્નચિત્તે સર્વ વ્યવસ્થા પૂરી કરી.

એટલામાં પિતામહનો સંદેશવાહક અમરધામનો અતિથિ મહાકાલ તપસ્વી રૂપે રામચન્દ્ર સન્મુખ આવી ઊભો રહ્યો અને જીવનકલા સમાપ્ત કરી પરમ પદમાં પધારવા પુરુષવીરને વિનંતિ કરી. સર્વહર કાલની મધુર વાણી સાંભળી રામચન્દ્રને અપાર આનન્દ થયો. દેવાધિદેવની આજ્ઞા માથે ચઢાવી એ મહાવીરે મહાકાલને વિદાય કર્યો.

સીતાના સનાતન સંયોગ અર્થે રામચન્દ્રે અંતિમ યાત્રાનો આરમ્ભ કર્યો પરલોક સીધાવતા પ્રજાનાથને અનુસરવા સમસ્ત પ્રજા તત્પર બની. સુગ્રીવ હનુમાન અને વિભીષણ, વાનરો અને રાક્ષસો સહિત અનુગમન અર્થે આવી પહોંચ્યા. વિભીષણ અને હનુમાનને પ્રજાપરાયણ અને રામપરાયણ રહી પાર્થિવ જગતમાં વસવાની રામચન્દ્રે આજ્ઞા કરી અને સુગ્રીવ અને પોતાના અનુજોને સાથે લીધા.

લોકોએ રામને જીવન સમર્પણ કર્યું અને લોકસ્વામીના નિત્ય સમાગમમાં રહેવા ઉત્કંઠિત થયા. અયોધ્યામાં અપૂર્વ ઉત્સવ પ્રવર્તી રહ્યો.

પ્રજાવત્સલ નરપતિ સકલ પ્રજાસંઘને સાથે લઈ પુણ્ય-સલિલા સરયૂના કાંઠે પગે ચાલી પધાર્યા. અન્તરિક્ષમાં સર્વ તેજસ્વી તત્ત્વો એ મહાન પથિકને આવકાર આપવા દિવ્ય પુષ્પોની માળા લઈને ઊભા હતા. રામચન્દ્રે સમસ્ત લોક-સંઘની સાથે સરયૂનાં શાન્ત અને ગહન નીરમાં અવગાહન કર્યું અને એ જીવનસરિતા વહેતી વહેતી મૃત્યુની મર્યાદાને ઓળંગી અનન્ત મહાસિન્ધુમાં મળી ગઈ.

અયોધ્યા શૂન્ય થઈ સરયૂના સુન્દર પટવિસ્તારમાં અમર આશાના તેજપુષ્પો તરતા હતા.

卐

વાલ્મીકિની આર્ષદૃષ્ટિ સમક્ષ સનાતનતાનો શાન્ત મહાસાગર વિસ્તરી રહ્યો. એમાં રામ સીતા અને અખિલ જનસમૂહને અખંડ એકરસ અવસ્થામાં વિહરતા મહાકવિ નિહાળી રહ્યા.